॥ ॐ ॥

# મેહેતા મનહર ભજનમાળા.



મહેતા ચુનીલાલ મગનલાલ.

મુ. ડાકોર.



મહેતા ચુનીલાલ મગનલાલ ડાકોરવાળા.

॥ ॐ हरि ॐ तत्सत् ॥

શ્રી પરબ્રહ્મ પરમાત્માને નમ:



# મેહેતા મનહર ભજનમાળા.

પ્રયોજક


**મહેતા ચુનીલાલ મગનલાલ.**

ઠેકાણું:-ગોપાલપુરા રોડ, "મહેતા બીલ્ડીંગ્સ"

મુકામ, ડાકોર.



પ્રકાશક,

**ભગત કાશીભાઇ ગીરધરભાઇ,** કડવા કુળીઆ.

મુ. **જગડીઆ.**

ત્રીજી આવૃત્તિ સંવત ૧૯૮૬. પ્રત ૧૫૦૦

અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.




કીંમત મુલ્ય-અમુલ્ય.

# વાંચકને સુચના :—

**મહાત્માશ્રી હરીરામની વાણી તથા નીરાંત મહારાજની વાણી બન્નેની ભેગી હાથે લખેલી મળી છે.**

---

મીઆગામના દશાશ્રીમાળી વાણીઆ શા. દુર્લભ લાલચંદ એ શ્રી નીરાંત મહારાજના શીષ્ય હતા. આ માણુસની દુહીતાને ત્યાંથી—ગામ અણુસ્તુમાંથી હસ્તલીખીત પદમય પુસ્તક પ્રાપ્ત થયું છે. આ પુસ્તકનું લખાણુ સંવત ૧૮૮૬ છે.

---

ગામ સંખેડાના સોની ભાઈજીભાઇને ઘેરથી એક ચોપડી મળી છે. આ ચોપડી લખનાર તરીકે ગામ ગજેરાના પંડયા રામશંકર, નરભેરામનું નામ છે અને તે સં. ૧૯૨૭ ના ભાદરવા સુદ બીજને શુકરવારે લખી છે.

---

બીજી એક ચોપડી ગામ તેલોદના પટેલ કહાનદાસ નરેરને ઘેરથી હાથે લખેલી મળી છે. આ ચોપડી સંવત ૧૯૩૨ ના ભાદરવા વદી ૧૧ ને ગુરૂવારે લખી છે.

---

દરેક પદ ઉપર જે રાગની કડીઓ મુકી છે તે પ્રયોજકે મુકી છે.

# ઈશ્વર સ્તુતિ.

ગુરૂબ્રહ્મા ગુરૂ વીશ્નું, ગુરૂદેવ મહેશ્વરા
ગુરૂ સાક્ષાત પરીબ્રહ્મ, તસ્મેવ શ્રીગુરૂવે નમઃ—૧
જ્ઞાન મુળં ગુરૂ મુર્તી, પુજા મુળં ગુરૂ ચરણુ
મંત્ર મુળં ગુરૂ વાક્ય, મોક્ષ મુળં ગુરૂ કૃપા—૨
ગુરૂ ગોવીંદ દોઉ ખડે, કાકો લાગુ પાય
બલિહારી ગુરૂ આપને, ગોવીંદ દીયા બતલાંય—૩

---

(૧)

### રાગ ધનાશ્રી.

સહાય કરો જગનાથ, અમોને સહાય કરો જગનાથ
શીશ નમાવી, અરજ કરીએ (૨)
પાય પડી જોડી હાથ—અમોને સહાય— ૧
કામ આરંભીએ, આપ પ્રતાપે (૨)
પુર્ણ કરો તે નાથ—અમોને સહાય— ૨
દોષ આવે તે, નાથ નીવારી (૨)
ક્ષમા બક્ષો તમે આજ—અમોને સહાય— ૩
દાસ **ચુનીલાલ** આજે વદે છે (૨)
સર્વ મળી સંગાત—અમોને સહાય કરો જગનાથ— ૪

---

(૨)

## ભાવ સ્વામીનું પદ.

દીવડોરે કરતાં દીપક ધરતાં, અજવાળાં મંદીરીયામા
સત ક્રીયાનું કોડીયું માંહી, મનની દીવેટો વાહાલા
ત્રીવીધીનાં પુર્યાં માંહી તેલ રે, મંદીરીયાંમાં
દીવડો રે કરતાં દીપક ધરતાં—૧
અમર દીવો એ તો, પ્રેમે પ્રગટયો રે વાહાલા
સમજણુથી સન કોર્યો રે, મંદીરીયાંમાં
દીવડો રે કરતાં દીપક ધરતાં—૨
નીજ નામ તો નીશ્ચે થયું, શાને સમજાયું વાહાલા
મટી ગયું માયાનું અંધારૂં રે, મંદીરીયાંમાં
દીવડો રે કરતાં દીપક ધરતાં—૩
હરી ગુરૂ સાહેબને વહાંતો પુરા પરસ્યા રે વાહાલા
**ભાવદા** કહે આપે રહયા અખંડ રે, મંદીરીયાંમાં
દીવડો રે કરતાં દીપક ધરતાં, અજવાળાં મંદીરીયાંમાં—૪

---

૩

## ભજન સ્તુતિ.

શ્રી જગતે ગુરૂ વંદના કરૂં, આપની કૃપાથી પ્રભૂ
જગ્તથી તરૂં (૨)
ઘણા જન્મથી ગોથાં ખાતો, ગોવીંદ ઉંધે માથ

સ્વામી તમારે ચરણે આવ્યો, પામ્યો હું નીઃસાર
શ્રી જગતે ગુરૂ—૧

ભવસાગર તો ભર્યો, દુઃખનો મમતા નીર અપાર
મોટા મચ્છ મહી, કામ ક્રોધથી જબરૂ જોર અહંકાર
શ્રી જગતે ગુરૂ—૨

ગુરૂ ચરણુસેં નાવ તરવાનું, ચલાવે રૂડા સંત
પલ એકમાં પાર ઉતારે, આણે ભવનો અંત
શ્રી જગતે ગુરૂ—૩

મોહ તજીને માગુ સ્વામી, સદા ચરણુમાં વાસ
આ અરજી તમે ચીત્ત ધરજો, ગાવે **ગવરીદાસ**
શ્રી જગતે ગુરૂ વંદના કરૂં, આપની કૃપાથી પ્રભૂ
જગતથી તરૂં—૪

---

(૪)

## હરીરામના ભજન.

### ધોળ

આજે મારા ઉરમાં તે આનંદ વાધ્યો રે,
ગુરૂ દયાથી સીધો રસ્તો લાધ્યો રે.
નામ વીનાની વસ્તુ તે મુજને લાધી રે,
સુરતી મારી અરધ ઉરધ પર વાધી રે.
સુન્ય સીખરની સેજે તે માહા સુખ પામી રે,
ગુરૂ કીરપાથી દીલડાની દુગધા વામી રે.

બાહેર ભીતર સરવેમાં વ્યાપક વાલો રે,
હરી વીનાનો ઠામ નથી કંઇ ઠાલો રે.
સેજે સેજે મલીઆ સચીદાનંદ સાંમી રે,
**હરીદાસના** દીલની દુગધા વામી રે.

---

(૫)

ધોળ.

સત ગુરૂ મલીયા છે મુજને હેલી રે,
સમજણ સાંન બતાવી મને છેલી રે.
સત ગુરૂ શબ્દે સમજણ મુજને આવી રે,
વાલે મારે કહયું મને સમજાવી રે.
વાલાજીને નીરખીને આનંદ પામી રે,
સેજે સેજે મલીઆ છે સત ગુરૂ સ્વામી રે.
દયા કરીને સેવક શરણે લીધો રે,
વાલે મારે મહા મંતર મને દીધો રે,
મળીઆ મુજને સચીદાનંદ ગુરૂ બોધી રે,
દાસ **હરી**એ સાચી વસ્તુ સોધી રે.

---

(૬)

ધોળ.

મહા મંતર નામ નારાયણ લઈએ રે,
નારાયણના નામે તે નીરભે થઇએ રે.

અન ભે ઉગ્યો મટી ગયું અંધારૂં રે,
નામ વીનાનું બીજું તે કંઇ ના નીહારૂં રે.
નારાયણુના નામમાં સુરતા લાગી રે,
આંટી છુટી ભવની ભાવટ ભાંગી રે.
ભાવટ ભાગી ભૂદર વરને ભેટી રે,
જગત વાસના મનની સરવે મેટી રે.
દાસ **હરીએ** ઓળખ્યા છે અંતરજામી રે,
સત ગુરૂ મલીઆ **સચીદાનંદ** સાંમી રે.

---

## સાત વાર

### ધોળ.

સખી સત ગુરૂજી મળીઆ આવી રે
વાલે કહ્યું મને સમજાવી—સખી સત ગુરૂજી
સોમવારે તે સમજણ આવી રે
મારી વરતી થીર કરી થાપી રે
વાલે જાળ જગતની કાપી—સખી સત ગુરૂજી.
મંગળવારે તે, મન થીર કીધું રે, જ્ઞાનાનંદ ગુરૂજીએ દીધું રે
મારૂં કારજ સરવે સીધુ—સખી સત ગુરૂજી.
બુધે બુદ્ધી મારી સુધારી રે, મારા ઉરમાં ઉમંગ વધારી રે
વાલો ખેલે છે પાસ હમારી રે—સખી સત ગુરૂજી.

ગુરૂવારે મલ્યા ગુરૂ દેવા રે
મારો ટાળ્યો સહુ અહં મેવા રે
કરૂં ચરણ કમળની સેવા—સખી સત ગુરૂજી.
શુકરવારે સત વસ્તુ આલી રે
મારી ભરમણા સરવે ટાળી રે
સીદ ભટકુ જગતમાં ખાલી—સખી સત ગુરૂજી.
શનીવારે તો સાંન બતાવી રે
વાલે પ્રેમથી પાદરે આવી રે
દીન જાણી દયા દીલ લાવી—સખી સત ગુરૂજી.
આદીતવારે આનંદ પામી રે
મને મલ્યા સચીદાનંદ સ્વામી રે
થયો **હરીદાસ** નામ અનાંમી—સખી સત ગુરૂજી.

---

## (૯)

## રાગ ધોળ.

સતગુરૂ સાહાય કરો એક વાર રે, મારો છે મુરખનો અવતાર રે
પત્થર કરતાં કઠણ હૈયું છે મારૂં રે, તેની માંહી નામના ભેદ તમારૂં રે
મારા રે મનની વાત છે વાંકી રે, સતગુરૂએ પત્થર કાડયા ટાંકી રે
ટાંકીને મારગ મુગતા કીધા રે, તેમાં ગુરૂએ મંત્ર અનોપમ દીધા રે
આતમ જ્ઞાન વીના ઘર સુનું રે, સગપણ શોધો કંઈ જુનું રે
લખ્યું છે વેદ પુરાણને પાને રે, ભીતર ભરમને ભટકો છો શાને રે
એવી છે દાસ **હરીની** વાણી રે, તેને તમે રૂદીયામાં લેજો જાણી રે

(૯)

## ધોળ.

### (નવા રાજુવાડીઆના વાળંદ મોહનભાઈ કાશીભાઈ તરફથી મળેલું)

( રાગ—આટલો સંદેશો મારા સતગુરૂને કહેજો )

આટલો સંદેશો મારા સતગુરૂને કહેશો.
સેવકના અંતરની દીલ ધરશો—સંદેશો. ૧
શાન્તી દાતાર છો સત્ચીદાનંદ સ્વામી.
મનના મનોરથ પુરા કરશો—સંદેશો. ૨
મનડું ભયંકર ત્રણ તાપે તપે છે.
શાંન્તી ગંગામાં ક્યારે નાહાશો—સંદેશો. ૩
અમરત પર બેસી ઘડીમાં વીશ પર જાય છે.
સ્થીરતામાં વાસો ક્યારે થાશે—સંદેશો. ૪
કોઇ કહે સંસ્કારે શરણું મલ્યું છે આપણું.
કૃપા કરીને દોષો કાપો—સંદેશો. ૫
ક્યારે વૈરાગ થાશે, નક્કી જે નીર મળે.
દયા કરીને ઉત્તર દેશો—સંદેશો. ૬
જે જે પ્રકારે પ્રભુ પ્રસંન્ન થાવ છો.
તે તે કહેવાનું સરવે કહેજો—સંદેશો. ૭
પાછા નવ પડીએ છેલ્લી ટોકે જઇ અડીએ.
જબરી હીંમત એવી જોઈએ—સંદેશો. ૮
કહે **હરીદાસ** હરી કૃપાથી પરીબ્રહ્મ સાથે ચીત પ્રોઈએ,
સંદેશો મારા સતગુરૂને કહેશો. ૯

## (૧૦)
### રાગ ધોળ.

સુણ ભાવદાસ કહું સત્યવાણી મટે સંશય હૃદયમાં હ્યો જાણી–૧
પંચ ભુતનું પુતળું બનાવ્યું, જળ પૃથ્વી તેજ કહાવ્યું–૨
પવન આકાશ પાંચે જાણો, ચાર અંતઃકરણ પ્રમાણે–૩
મન બુદ્ધિ ચીત અહંકાર, દસ ઈંદ્રીઓને કહું વીસ્તાર–૪
ચક્ષુ કરણ ને જીભ્યા, ઘ્રાણ ત્વચા આદે જ્ઞાન ઈંદ્રીઓ જાણ–૫
હાથ પગ શીશ્નુ ગુદા સાર, વાણીએ કર્મ ઈંદ્રી વીચાર–૬
એ છે પીંડ તણો વીસ્તાર, તેથી ન્યારો તે આત્મા ધાટ–૭
દેહ હું છું ને મારો જે માને, ભવમાં ભટકે છે એજ અજ્ઞાને–૮
મને મળીઆ સદગુરૂ સ્વામી, સત્ચીદાનંદ અંતરજામી–૯
'સતનામની' શાન બતાવી, દેહ મીથ્યા છે એવું સમજાવી–૧૦
જેથી દેહનો છુટયો રે ગર્વ, હર મય ભાસે છે રે સર્વ–૧૧
માટે દેહનો ગર્વ ના કીજે, પ્રેમભક્તી અમૃત રસ પીજે–૧૨
જેથી જન્મ મરણ મટી જાય, નામ પ્રતાપે કાળ ના ખાય–૧૩
સત્ચીદાનંદ ગુરૂ પ્રતાપે, કહે **હરીરામ** આપોઆપ–૧૪

## (૧૧)
### રાગ કહેરો.

( એવી રે સંતોને ઘેર ભક્તી રે જોઈએ–એ રાગ )

સદગુરૂ મળીઆ ને સંશય ટળીઆ (૨)
જોયું કાયામાં તપાસી હો રે સાધુ–જોયું કાયા—૧

પંડ બ્રહ્માંડનો કર્યો નરવેડો—ભાઇ (૨) કર્યો
મટી ગઈ મનની ઉદાસી હો રે સાધુ—મટી ગઇ—૨

અખંડ આનંદ અંતર પ્રગટયો–ભાઇ અંતર (૨)
સુરતાએ ઘર કર્યું ઠાવું હો રે સાધુ–સુરતાએ—૩

જન્મ મરણનો સંસય મટીઓ–ભાઈ—સંસય (૨)
ફેર યોનીમાં નહી આવું હો રે સાધુ–ફેર યોની—૪

ત્રીવીધ તાપની તપત બુઝાવી–ભાઇ તપત (૨)
મટાડયો જમરાનો દાવો હો રે સાધુ–મટાડયો—૫

"સતનામ" નીશ્ચે ગુરૂએ કરાવ્યું–ભાઇ ગુરૂએ (૨)
લીધો છે મનુષ્યાનો લાહાવો રે સાધુ–લીધો—૬

તન મન ધન સહ ગુરૂજીને ચરણે ભાઈ–ગુરૂજી (૨)
અરપ્યાં આંણી ઉમંગ હો રે સાધુ—૭

વીષય વાસના મનથી રે ત્યાગી–ભાઇ મનથી (૨)
ઇચ્છું છું સદા સતસંગ હો રે સાધુ–ઇચ્છું છું—૮

સદચીદાનંદ ગુરૂ મુજને મળીઆ–ભાઈ મુજને–(૨)
ઠરીને બેઠો છું ઠામ હો રે સાધુ–ઠરીને—૯

સદગુરૂ દેવે દયા કરી ત્યારે ભાઈ–દયા (૨)
સત સમજયો **હરીરામ** હો રે સાધુ–સત સમજયો
હરીરાંમ રે—૧૦

---

(૧૨)

રાગ કાફી.

'સતનામ' લીધું રે, ગુરૂ મલ્યા અવીન્યાસી
કામ મારૂં સીધ્યું રે, મટી ગઈ જમ ફાંસી—ટેક

સાખી—એક સતાંન્તર હરી નીરખ્યા સત ગુરૂને પરતાપ
ભીનભાવ સઉ દુર થયો છે. આપમાં હરી વ્યાપ
સાન સમજ્યો જ્યારે રે, મટી મનની ઉદાસી
સત નામ લીધું રે—૧

સાખી—જન્મ મરણનો રોગ મટી ગયો, ટળ્યા ત્રીવીધ તાપ
લક્ષ ચોરાસીના ફેરા ફેરો મટી ગયો સંતાપ
મોક્ષપદ પામ્યો રે, પ્રેમ ભક્તી પરકાશી
સત નામ લીધું રે—૨

સાખી—અક્કલકોટથી વસ્તુ લઇ આવ્યા સદગુરૂદેવ
દીન જાણીને દયા કરી છ, મન કૃમ વચને કરી સેવ
પોતાનો જાણીને રે, જ્ઞાન વાત કહી ખાસી
સત નામ લીધું રે—૩

સાખી—સચીદાનંદ સદગુરૂ હમારા, જેણે બક્ષ્યું સતનામ
દ્વૈત બુદ્ધી દુર કરી ત્યારે, ગુરૂ. ચરણે **હરીરામ**
ન્યારા ભીતર નીરખીયા રે, અજ્ઞાન આવરણ ગયું નાસી
'સતનામ' લીધું રે ગુરૂ મલ્યા અવીન્યાસી—૪

## (૧૩)

### સંતો ચોમાસાની રત રે રળીઆમણી—એ રાગ.

### ભજન.

સંતો અરધ ઉરધ નારે, મેહેલમાં વરસે અમૃતસાર
પ્રેમી જન હોય તે પ્રીતે પીવે, થાય ભવનો પાર
સદગુરૂ સમૃથ સેવીઆ—૧

સંતો ઇંગિલા પીંગલારે, બેઉ એક થઈ સુખમણાને ઘેર
અખંડ જ્યોત જળકી રહી થઇ લીલારે લ્હેર
સદગુરૂ સમૃથ સેવીઆ—૨

સંતો અજવાળું થયું જ્ઞાનનું, દીઠા આતમરામ
જન્મ મરણનોરે ભય મટયો, થયું પુરણ કામ
સદગુરૂ સમૃથ સેવીઆ—૩

સંતો સતનામ સઘળે ઓળખ્યું, મન પામ્યું વીરામ
સદચીદાનંદ સ્વામી ભેટતાં, ગુરૂ ભેળા **હરીરામ**
સદગુરૂ સમૃથ સેવીઆ—૪

---

## (૧૪)

### આનંદકા ઘર અયા હમારે—એ રાગ.

સંત સમાગમ કરવો રે મનવા, સંત સમાગમ કરવો
ભીન ભાવ પર હરવો રે મનવા, સંત સમાગમ કરવો—ટેક
સદચીદાનંદ ગુરૂ મુજનેરે મળીઆ, સંસે શોક સમાયો
સંત નામની શાન બતાવી લીધો છે ભકતીનો લાહાવોરે
મનવા સંત સમાગમ—૧

પંચ તત્વનો પીંડ છે કાચો, તેનો નેહ પરહરવો
એક સતાંન્તર હરી બીરાજે, શબ્દ ગુરૂનો રૂદે ધરવો
રે મનવા સંત સમાગમ--૨
તન મન ધન સદગુરૂને સમરપી, નીરભે થઇને વીચરવો
ભકત ભગવંત ગુરૂ એક રૂપ જાણી, ભવસીંધુ સેજે તરવો
રે મનવા સંત સમાગમ--૩
સદગુરૂ સ્વામીની સેવા કરી લ્યો, મટી જાય જન્મ ને મરવો
સદચીદાનંદ ગુરૂ નામ પ્રતાપે, **હરીરામ** ચરણું શીશ ધરવો
રે મનવા સંત સમાગમ કરવો—૪

---

## (૧૫)
## પરજીઓ.

અમન અખંડમાં સમાઈ રહ્યા, છોડી અંડ અને પંડરે;
પંચ તત્ત્વ તન ત્યાગીયું, છોડયું આ વરભંડરે—અમન૦
સંવત (૧૮૫૭) અરાઢ સત્તાવનેરે, હતો તેલોદમાં વાસરે;
નીરાંત અમન થયા એકઠા, પ્રેમ થયો પરકાશરે—અમન૦
+ગુરુના ગુરુ ભાઇશું ગોઠડીરે, કરી પ્રેમે નિરાંતરે;
આનંદ વાધ્યો અતિ ઘણો, કર્યા સૌનાં મન શાન્તરે—અમન૦
ચાળીસ વરસ એમ વહી ગયાંરે, કરી નિરાંતને વાતરે;
શરીર છોડીને હવે ચાલવું, વચ્ચે આડી છે રાતરે—અમન૦
ઉલટી થશે તેણે સમેરે, પછી થાશે દેહ નાશરે;
ધરતી તે ધોંખો આપશે, જાણો સત્યમાં સમાસરે—અમન૦

પોષ સુદિ બીજે સવારમાંરે, અરાઢ સત્તાણુંની સાલરે;
પોણોસો વરસે દેહ મૂકીઓ, થયા નામે નિહાલરે—અમન૰
જાણ્યા પરમાણે વરણવુંરે, એમાં નથી જરી ભિન્નરે;
ગુરૂ નિરાંતના ચરણમાં, **કહાનદાસ** આધીનરે—અમન૰

આ પરજીઓ શ્રી નિરાંતના શિષ્ય કહાનદાસે બનાવેલો છે અને તે ગામ ઝાંખેડાના સોની ભાઈજી ભગતની ચોપડી સંવત ૧૯૨૭ માં લખેલી છે તેમાં છે.

---

+ હરિદાસ મહારાજે ગામ સીગામથી ઠાકોર પરતાપસંગને ઘેરથી નિરાંત મહારાજના ઉપર ગામ દેથાણમાં લખેલો પત્ર અને તેનો જવાબ હસ્ત લિખિત મળી આવ્યો છે તેની નકલ.

પત્ર.

સ્વસ્ત શ્રી દેથાંણ સુભ ઠામ, મહા સુભ થાનક ઉતમ ગામ;
પરમ પુજ્ય પવીતર તમો, સાચા હરીજન જાણું અમો.
સરણે આવ્યાને આપો સુખ, ટાળો ભવોભવની ભુખ;
ભગત શીરોમણી નીરાંત નાંમ, સઉ સેવકના છો વીસરામ.
ગુરૂ બંધુ ગુરૂ સમ જાણુ, વચન ઉચારો અનુભવ ખાણુ;
લખીતંગ સીગામ શુભ ઠાંમ, ચરણ **હરીદા** નાંમ.
+ સચિદાનંદ સદગુરૂનો દાશ, ઈછો ચરણ કમળમાં વાસ;
કરજોડીને વીનંતી કરી, ભાવે વાંચો જે શ્રી હરી.
શંશે મુજને ઉપજયો એક, તેનો કરજો શત વિવેક;
પતર પાઠવજો કરીને મેર, લખજો ઉતર ઉલટ ભેર.

નાંમ નાંમીનો સમજાવો ભેદ, મટી જાય જેથી સઉ ખેદ;
પરમારથ વસ્તુ તે કોણ, તે સમજાવો છું હું અજાંણ.
નીરવાણી પદનો લખજો ભેદ, જેનો વરણન કરે છે વેદ;
ગુરૂજીએ સોપો છે મને, માટે માગું છું તમ કને.
સંત શીરોમણી દીન દયાળ, હું લઘુ છું આપનો બાળ.
મન વચન કાયાએ કરી, આ અરજી લો ઉરમાં ધરી.
નીરવાંણીનું લખજો ઠાંમ, ભગત ઓધારણ આપનું નામ
નીરાંતને છે સદા નીરાંત, માટે મારી ટાળો ભ્રાંત.
એ સંસેને કરજો નાશ, અંતર માંહે થાયે પરકાશ.
બીજી આશા મુજને નથી, માટે ઉતર કેજો કથી
સમજાવો અગમ નીગમ, કરો વિલંબ તો મારા સમ
સંવત અરાઢ એકતાળી જે, નાંમ સંગાથે બાંધ્યો નેહ.
ભરપુર ભાદરવો માસ, શુદી બીજ બુધ થયો પરકાશ.
રાત ઘડી વીતી છે વીશ, પતર લખ્યો સમરી જગદીશ
હરીદાસને હરખ ન માય, લળી લળીને લાગુ પાય,

પત્ર સંપુર્ણ.

નિરાંત મહારાજે શ્રી હરિદાસ મહારાજને ઉત્તર લખ્યો તેની નકલ

---

## રાગ ચાતુરી.

સ્વસ્તી સીગામ મધ્યે, મેરમી મારા મન તણા
ભગત શીરોમણી સંત સાચા, હરીજન તેમાં નહીં મણા

તમો અધમ ઓધારણ કાવો, સદાએ ગ્રાહક જ્ઞાનના
ગુરૂ બંધુ છો પ્રેમ મુરતી, ટાળક છો અજ્ઞાનના
હરીદાસ હરી રૂપ છો, પરમારથ પ્રગટયા તમે
લખો પતરતે વાંચતાં, શાંતી સુખ પામ્યા અમે
પરગણું વડોદરૂ, અને દેથાંણુ નામે ગામ છે,
ઉમેદ સુત ઉતર લખે, જેનું **નીરાંત** ભગત નામ છે.
તમે પરસન જે પુછીયું, તે વાંચીને હું ખુશી થયો,
લખવા કારણ એટલું જે, શંશય તમને નથી રહ્યો;
પણ પરમારથને કારણે, તમે પતર પ્રેમે પાઠવ્યો.
તેહનો ઉતર લખું, જેહ જેવો અનુભવ્યો.
નામ ગુરૂને દાશ નામી દ્રઢ વીસવાસ એવો રાખીએ.
પરમારથ તે નામ ગુરૂનુ, બીજું સવારથનું સઉ ભાખીએ.
અનામ નામ નીરવાણી કહીએ, પરાપાર એનો વાશ છે,
મન વાણી લખે નહી તેનો સરવેમાં પરકાશ છે.
અનુભવીઆનો એ દેશ છે, જ્યાં પવન પરવેશે નહીં,
પાંચ તત્ત્વ ત્યાં નવ રહે, જેની અગમનીગમને ગમ ના રહી
વાંચક ગનાંનથી રહે વેગળો, અને લક્ષ વડે લેવાય છે,
સુરત શબ્દનો યોગ થાયતો, તો તો એનો પામાય છે
નામ રૂપ ને ગુણ નહીં જ્યાં, જીવ ઇશ્વર એકે નહિ,
અનામ નામ જે અનુભવે, તેને સાચા સંત જાણો સહી.
દેહાતીત કેમ વરણવું, ને નીરવાંણી વરણાય નહિ,
સદગુરૂ શાંને સમજો આપ, જાણુંછું તેવી કહી.

સંવત અરાઢે એકતાલી શાલે, માસ ભાદરવા વદની દવાદશી
શનીવારે લખ્યો પતર પ્રેમે, ગુરૂ કિરપા ઉરે વસી.
સત સંગ છે એ સૌથી માટે સત સંગત કરો,
નીરાંત કહે હરીદાસજી એ વચન ઉરમાં ધરો.
હળીમળીને હરખાશું, સત સંગની વાતો થશે,
અનામ નામે લક્ષ લાગે, શાંતી અંતરમાં વસે.
**હરીદાસજી** હરીરૂપ છો, જેજે હરી છે માહરા,
નીરાંત સચ્ચિદાનંદ ચરણે રહે સદા જગ જાહરા.

ઉતર–સંપુરણ.

---

### ભાવદા માહારાજનું પદ.

### રાગ. કહેરા.

(૧૯)

આતમ કીરીઆને કરમે જ બાંધ્યાંરે, સાધુ કરમેજ બાંધ્યાંરે,
તો સતકી સમસેર સવાઈ ઓરે સાધુ, સતકી સમસેર સવાઇ–ટેક.
કે ટેકજ તોપ તો શીરજ ઉપર, સાધુ શીરજ ઉપર
ધીરજ ઢાલ ધરાઈ ઓરે સાધુ, ધીરજ ઢાલ ધરાઈ સતકી–૧
સતગુરૂ મળીઆને સંશયરે ટળીઆ, સમજણ સીધી બતાઇ
ઓરે સાધુ—૨
કે બઢીરે બખતર પહેરી લીધાં સાધુ, પહેરી લીધાં,
બાણ બંધુક બનાઇઓરે સાધુ સતકી સમસેર સવાઈ રે—૩

કે જરણા જમૈયો હાથમાં ઝાલ્યો, તો જુગતે જામથી ચેતાઇ
ઓરે સાધુ–સતકી સમસેર—૪
દુગધા દારૂતો કળાથી ઉરાડયો, ઓરે સાધુ.
ગુરૂગમ ગોળી ચલાઈઓરે સાધુ–સતકી સમસેર—૫
કાળ ક્રોધ મોહ મત્સર કહીએ, સાધુ મોહ મત્સર કહીએ
અંહંકાર દીઓ હઠાવીઓરે સાધુ–સતકી સમસેર—૬
વીવેક વીચારને સીલ સંતોષી સાધુ સીલ સંતોષી
પ્રેમકી ચોટ લગાઇઓરે સાધુ–સતકી સમસેર—૭
પાંચ સુરતા પ્રગટ ખેલે ગડ પર કીધી ચઢાઈ ઓરે સાધુ
સતકી સમસેર—૮
કર્મ કોટીકતો કાઢી નાંખ્યાં તો પુરણ પદવી પાઈઓરે સાધુ
સતકી સમસેર—૯
સતકો રાજ તો સેજે પાયા, તો અદલેબની બાદશાહીઓરે
સાધુ સતકી સમસેર—૧૦
પર આતમ તો પૂરણ મળીઆ, તો માહાસુન ઉપર ધજા ચઢાઇ
ઓરે સાધુ સતકી સમસેર—૧૧
હરી ગુરૂ પ્રતાપે **ભાવદાસજી** કહે છે.
તો જીતનો બત બજાઇઓરે સાધુ
સતકી સમસેર સવાઈરે—૧૨



# —:ચુનીલાલનાં ભજનો:—

## સદગુરૂ દેવશ્રી જે.

### ધોળ.

(૧)

જીવ કાજે આવ્યા ગુરૂજી સાચના બેલી—એ રાગ

આજે ગુરૂજી મને સનમુખ મળીઆ
પુર્વે ભાયગ મારાં, ભળીઆં હો ગુરૂજી મારા
અંતરના બેલી—ટેક.

દુષ્ટો દુરીજન મારી નીંદા જે કરતા
ગુરૂ કૃપાએ રહ્યા, ડરતા હો ગુરૂજી મારા અંતરના બેલી—૧

સદગુરૂ સ્વામીએ, સહાય કીધી મારી
નુગરાં રહ્યાં છે જખ, મારી હો ગુરૂજી મારા—૨

મન રે મંદિરીઆમાં મુકામ કીધો
દરસનનો લાભ સરવે, લીધો હો ગુરૂજી મારા અંતરના—૩

હૈયામાં હરખી લીધા, નેણાંમાં નરખી
પરાપારથી લીધા, પરખી હો ગુરૂજી મારા અંતરના બેલી—૪

જન્મ મરણનાં દુઃખને કાપો
શાન્ત થયા છે ત્રીવીધ, તાપો હો ગુરૂજી મારા અંતરના—૫

ભાવ ભરોસો છે, અંતરજામી
દાસ **ચુનીલાલના**, સાચા છો સ્વામી
ગુરૂજી મારા અંતરના બેલી—૬

## (૨)

### રાગ ધોળ.

આજે દયા કરી ગુરૂ ઘેર આવ્યા—એ રાગ.

આજે સખી મારે દીન દીવાળી, ભરમણા ગુરૂજીએ સરવેરે ટાળી
સેવક જાણીને સામુરે ભાળીતો, મંદીરમારે આવીયારે—ટેક.
સંત હરીજનને તેડી લાવ્યા, વાલમજી મારે મંદીર આવ્યા
આજે આનંદ મેહ વરસાવ્યા તો, ભેટુ ગુરૂજીને ભાવથીરે—૧
આવાહન સદગુરૂજીનું કરી ને, આસન આપી પછી અર્ગતો ધરીને
આચમન અરપણ કરીએ હરીને તો, સ્નાન સ્નેહેથી કરાવીએરે—૨
પીતાંબર પરીધાન કરાવી, બ્રહ્મસૂત્રને ભાવે ધરાવી
ભાવે ચંદનને ચરચાવીતો, અક્ષત અરપુ આનંદ સુરે—૩
પુષ્પ સમરપીને માળા પેરાવી, અબીલ ગુલાલ ગુરૂને ચડાવી
ધુપદીપ કરી થાળ ધરાવી તો, આરતી ઉતારૂ આનંદ સુરે—૪
પરકમા કરી વંદન કરીએ, સદગુરૂ મુર્તિનું ધ્યાનજ ધરીએ
તનમન ધનનો **છાવર** કરીએતો, ભ્રાંતી ટળે ભવોભવતણીરે—૫
પ્રેમ સહીત જે પુજન કરશે, તેહના તાપ ગુરૂજી હરશે
સદગુરૂ શરણ ગ્રહે તેહ તરશેતો, આંટી છૂટશે મનનીરે—૬
સદગુરૂ છે દેવાધીદેવ, દાસ **ચુનીલાલ** કરે નીત્ય સેવા
તેને મળે મન ગમતાં મેવાતો, આતમ જ્ઞાન ઉદે થશેરે—૭

---

(૩)

રાગ ધોળ—ઉપરનો.

**પરથમ** આજ્ઞા ગુરૂજીની પાળો, વહેતા તે મનવાને,પાછું રે વાળો
સદગુરૂ શબ્દને હેતે સંભાળોતો, ભવોભવનું દુઃખ ભાગશેરે—૧
ગુરૂ ગોવીંદ એકરૂપ લઇએ, પાખંડ મત સઉ દુર કરી દઇએ
વાચક **જ્ઞાનીની** સંગે ના રહીએ તો, આંટી છૂટશે મનનીરે—૨
**શ્રી** સદગુરૂજી દેવાધીદેવા, તનમન અરપીને કરીએજો સેવા
પ્રગટશે અનુભવ, તતખેવા તો, જીવદસા જાતી રહેરે—૩
ઘાટે મળે જો સદગુરૂ દાતા, સેવકને થાયે સુખની સાતા
રામ અમલમાં રહો નીત્ય રાતા તો, આતમ અનુભવ આવસેરે—૪
**નીજ** ઘટમાં ગુરૂજી, વસે વાસો, ત્યારે છૂટે સહુ જગત તમાસો
**ચુનીલાલ** સદગુરૂ માંહે સમાસો તો, દ્વૈતભાવ દીસે નહીરે—૫

---

(૪)

રાગ ધોળ.

**જઈને ધરેરે કબુધીનું ધ્યાન—સંગત તેને શું કરે.—એ રાગ**

સાકુટ સંત, કદી નવ થાય—સંગત તેને શું કરે
એની દુરમતી દુર નવ થાય—સંગત તેને શું કરે—ટેક
પારસ લોહનો સંગ કરે રે, મટી લોહ તે કંચન થાય
પીત્તળ કાંસુ પલટે નહી રે, એમ દુરીજન સજ્જન નવ
થાય. સંગત—૧

પાણી પથ્થરનો સંગ કરે, અને અરસ પરસ અથડાય
ભીતરમાં ભીંજે નહી રે, એમ પાપી પાવન નવ થાય.
સંગત—૨

કસ્તુરી ડુંગળીનો સંગ કરેરે, હરવા એની દુરગંધ
અંતર પટ એને નહીરે, એમ સાકુટનું કુટીલ મન સંગત—૩
સફેદ કાજળનો સંગ કરેરે, એનું ઉજળું કરવાને અંગ
શ્યામતા મેલી સફેદી નવ ગ્રહરે, એમ અભીમાનીનું મેલું
મન. સંગત—૪

જંગલનોરેજ વાસો એતો, ઉનાળામાં ઉભરાય,
અંબર નીર આવે ઘણાંરે. પરસ થતાં કુટીલ કરમાય.
સંગત તેને શું કરે—૫

પ્રભૂને મેલી પાખંડને પુજે, ભૂતાંના ભૂવા થાય
અંતર ભાવ ભવાંની તણોરે, તેનો મોક્ષ કદી નવ થાય
સંગત તેને શું કરે—૬

કથની કેટલી સંત કહે રે, મુખે કરીને પોકાર
અમે લઇએ હરી સંગમાં રે, ત્યારે ઉલટા તે જમપુર જાય
સંગત તેને શું કરે—૭

હરીગુરૂ ભજનમાં ભંગ કરેરે, સંત સેવકની, નીંદાને ચહાય,
પાપી તે પાપનાં પોટલાં રે,
**ચુનાલાલ** કે' તે બાંધીને જાય—સંગત તેને શું કરે—૮

---

(૫)

ધોળ.

જીવલડા આજ કે કાલ જાવું—એ રાગ.

કાયાઘડ, જરૂર તારો પડી જાશે
હાંરે ત્યારે પુરો પસ્તાવોરે થાશે કાયાઘડ—ટેક
અચાનક કાળ આવીને પકડશે, ઘડના સૌ ચોકીદાર ખળભળસે
ત્યારે તારૂં કશુંએ નહી વળશે        કાયાઘડ—૧
ત્યાંતો મનસુબાનું નહી ચાલે, આવીનેયમરાજા તુજને ઝાલે
પછી જમપુરીમાં લઈ જઈને ઘાલે        કાયાઘડ—૨
દસે દ્વારો સુનાં તારાં પડશે, સામંતો એકે નજરે નહી ચડશે
તારા પક્ષે કે'ને કોણ લઢશે        કાયાઘડ—૩
નાસા નાસી કરશે તારી રાંણી, તેમાં પહેલી પકડાશે પટરાણી
ત્યારે તારી કોણ સાંભળશે વાણી        કાયાઘડ—૪
પ્રધાનો તો એકે નજરે નહી આવે
ત્યારે ખમા કહીને કોણ બોલાવે,
સંકટમાંથી તુજને કોણ છોડાવે        કાયાઘડ—૫
કાડે છે શું માયાનું જળ ડોળી,
કાયાની તો જરૂર થવાની છે હોળી
માટે સદગુરૂનું સરણ લેને ખોળી        કાયાઘડ—૬
મોહ દળ જીતી લે એવું જાંણી
વૈરાગ્યના સૈન્યની મદદ આણી
કહે **ચુનીલાલ** એ સાચી વાણી
કાયાઘડ, જરૂર તારો પડી જાશે—૭

(૬)

ઘોળ.

બાળારે વરની પાલખી—

નાહી ધોઇ વર પોઢીઆને, તીલક કીધાં ભાલ—
મુખમાં તુલસી પધરાવીયાંરે, વરને શીરપર અબીલ ગુલાલ—
બાળારે વરની પાલખી—૧

લીલા તે વાંસની પાલખીને, શ્રીફળ બાંધ્યાં ચાર,
વરરાજા ચાલ્યા પરણુવારે, કરે કુતરાં કલોલ તે વાર—
બાળારે—૨

ડાભની દોરીએ બાંધીઆને, ઉચકનારા જણુ ચાર,
માથે બાંધ્યાં ભીનાં પોતીઆંરે, મુખે રામરામ કરતા
પોકાર—બાળારે—૩

આગળ ચાલે લાકડાંને, પાછળ ચાલે આગ—
લાલી બઈની દીકરીરે, ચીતા કુંવરીનાં બડભાગ્ય—
બાળારે—૪

તોરણે તણુખા ઉડીઆરે, માંડવે લાગી લાય,
ઉઠ સાસુ સંખણીરે, જમાઈ આવ્યો છે માંહ્યરા માંય—
બાળારે—૫

જમાઈ રહ્યા સાસરેને જાનૈયા આવ્યા ઘેર
એની સાસુને હરખં અતી ઘણોરે કર્યો છારના લાગી ઢેર
બાળારે વરની પાલખી—૬

બાર ઘડા બાર કોડીઆં, ઉપર પૈસો રોક

જઈને કહો વરના બાપનેરે, હવે તાંણીને મેલે પોક.
બાળારે વરની પાલખી—૭
જીવ તો જમડા લઇ ગયા ને, દેહનો કહ્યો હેવાલ.
સદગુરૂ સ્વામીને ઓળખ્યા,
ત્યારે ન્યાલ થયા **ચુનીલાલ**—બાળારે વરની પાલખી—૮

(૭)

**ઘોળ.**

**—પંદર તીથીઓ—**

પડવાનો આ પીંડ, નીશ્ચે જાણોરે
માટે સદગુરૂજીના શબ્દ રૂદેમાં આંણોરે.
બીજે બીજી આશ, તે સહુ મેલોરે.
લ્યો સદગુરૂજીનું શરણુ અવસર છેલોરે.
ત્રીજે તજીએ તમામ, પડપંચ મનથીરે
રહીએ સદગુરૂને આધીન, તનમન ધનથીરે.
ચોથે ચંચળ ચીત્ત, તેને રોકોરે
કરો સદ્ગુરૂ શબ્દ વિચાર, આવ્યો મોકોરે.
પાંચમે પંચ વીષયને, મનથી તજીએરે.
ગ્રહી સત શબ્દની શાંન, ગુરૂને ભજીએરે.
છઠે છોવીકાર, મનથી છોડોરે
સદગુરૂ ચરણુ મોજાર, ચીત્તને જોડેરે.
સાતમે સમજો સાર, સહુ દુઃખ ભાગેરે.

સદગુરૂને પરતાપ, સુરતા જાગેરે
આઠેમે આનંદ થાય, ઉલટી જોતાંરે,
તને મળશે તારો નાથ, ખટપટ ખોતાંરે.
નામે જોડો નેહ, દેહદેવળમાંરે
બીરાજે દીનોનાથ, મળશે પલમાંરે.
દસમે દસમો જેહ, તેને તપાસોરે
તને મળશે તારી પાસ, રખે વીમાસોરે.
એકદસાની માંય, જો રહેવાસેરે,
તો સેજે સુલભ થાય, કારજ થાશેરે.
બારસે બાહેર ભીતર, ભરપુર ભરીયોરે
ઠાલો ના દીસે ઠામ, અઢળક ઢળીઆરે.
તેરસનો મહીમાતે, કહ્યોના જાયેરે
શીવ નારદ સારદ આદે, સરવે થકાયેરે.
ચઉદસે ચોદસ માંહી, ભરપુર ભાસેરે
જેને મળી આસ ગુરૂ લાલ તેહ ઉપાસેરે.
પુનેમે પુરણાનંદ, તેને થાશેરે
તેનાં ભવોભવનાં દુઃખ, સઘળાં જાશેરે.
પંદર તીથીનો સાર સમજી ગાશેરે
ગુરૂ શરણે **ચુનીલાલ** પાવન થાશેરે.

---

## (૮)
## ધોળ.

એકડે એક ગુરૂનો રાખો ટેક. મારા હરીજન, ચાલો ગુરૂના ધામમાં
બગડે બે ગુરૂની બોલો જે, મારા હરીજન, ચાલો ગુરૂના ધામમાં
તગડે ત્રણ, ગુરૂનું ગ્રહો સરણ —મારા હરીજન.
ચોગડે ચાર, ગુરૂનો શબ્દ ધાર —મારા હરીજન.
પાંચડે પાંચ, ના આવે ઉની આંચ —મારા હરીજન.
છગડે છો, માયાનો તજો ભો —મારા હરીજન.
સાતડે સાત, માયાની છોડો વાત —મારા હરીજન.
આઠડે આઠ, ખોટો છે માયા ઠાઠ —મારા હરીજન.
નવડે નઉ, ગુરૂનો મહીમા બહુ —મારા હરીજન.
એકડે મીંડે દસ, ગુરૂના ગાઓ જશ —મારા હરીજન.
આ અંક સમજી ગાય, પાપી તે પાવન થાય—મારા હરીજન.
દાસ **ચુનીલાલ** બોલે, નહી સદગુરૂને તોલે,
મારા હરીજન. ચાલો ગુરૂના ધામમાં.

## (૯)
## ધોળ.

હરીગુરૂ સંત પધાર્યા રે, લ્યો દરસન લાવો
હરી જનના હર્ખ વધાર્યા રે, લ્યો દરસન લાવો—ટેક
હરીજન ચાલો સામૈયું રે કરવા
ભાવ ચરણ ચીત્ત ધરવા રે, લ્યો દરસન લાવો—૧

પ્રાણુ ધાર પ્રભુજીને જોયા
જોતામાં મનડાં મોહ્યાં રે, લ્યો દરસન લાવો—૨
અબીલ ગુલાલ તો હરખે ઉરાડો
પ્રેમે પાલખીમાં પધરાવો રે, લ્યો દરસન લાવો—૩
તાલ મૃદંગ વેણુ જંત્ર વાગે
કીરતાલની ધુન્ય ગાજે રે, લ્યો દરસન લાવે—૪
ખંજરી તંબુરો ઢોલક વાજે
નોબત નગારાં ગાજેરે રે, લ્યો દરસન લાવો—૫
અક્ષત પુષ્પ જેને જે ફાવે
હરીજન મોતીડે વધાવે રે, લ્યો દરસન લાવો—૬
નેજાં નીશાન ને રણસીંગાં ભેરી
શંખ સરણાઇ વાગે ઘેરી રે, લ્યો દરસન લાવો—૭
વરઘોડા સાથે મંડપમાં આવ્યા
પ્રેમી જનને મન ભાવ્યાંરે, લ્યો દરસન લાવો—૮
કંકુ કેસરમાં અક્ષત મીલાવી
સીંદુ રે ઓકળી પડાવી રે, લ્યો દરસન લાવો—૯
ગાદી રે તકીઆ સીંહાસન શોભે
ગલીચા જોઈ મન લોભે રે, લ્યો દરસન લાવો—૧૦
સંત સભામાં પુજાઓ થાય
હારતોરા અરપાય રે, લ્યો દરસન લાવો—૧૧
દુધ સાકરથી પકવાન બનાવ્યાં
છપ્પન ભોગ ધરાવ્યા રે, લ્યો દરસન લાવો—૧૨

ચો મુખ દીવડો ને સોનાની થાળી
સંતોને આરતી ઉતારી રે, લ્યો દરસન લાવો—૧૩
જળ જમુનાંની ઝારી રે લાવું
સંતોને આચમન કરાવું રે, લ્યો દરસન લાવો—૧૪
પાનની બીડીમાં લવીંગ સોપારી
એલચી જાયફળ માંહી ધારી રે, લ્યો દરસન લાવો—૧૫
મુખવાસ કરવાને આગળ ધરીયું
સંતે તે મુખવાસ કરીયું રે, લ્યો દરસન લાવો—૧૬
આનંદ મંગળ સખીઓરે ગાય
હૈયે હરખ ના માય રે, લ્યો દરસન લાવો—૧૭
સંતને જોઇ મન ઉપન્યું રે વાહાલ
સનમુખ રહે **ચુનીલાલ** રે, લ્યો દરસન લાવો—૧૮

---

## (૧૦)

## ધોળ.

સત ગુરૂ દેવને કરૂં વીનતી,
વારંવાર કરૂં પ્રણામ—ઘનશામ—સત ગુરૂ દેવને કરૂં વીનતી-ટેક
તનમન ધન જાણી ગુરૂ દેવને,
માન્યું શરણુ તજી અહંમામ—ઘનશામ—સત ગુરૂદેવ—૧
ભવ સીંધુમાં ખમાં ડુબકાં
નીજજન જાણી લ્યો સંભાળ—ઘનશામ સતગુરૂ—૨
બળતાં ત્રીવીધા અગ્ની તાપથી

ફસ્યાં મીથ્યા જગ જંજાળ—ઘનશામ સતગુરૂ—૩
છાયા માયા કાયા મહેલમાં
અંધારે ભરમાવે ભૂત—ઘનશામ સતગુરૂ—૪
ચીત્રામણ પટજીવન ભ્રમણા ભરી
દવૈત સ્વપ્નનું દરસન તુત—ઘનશામ સતગુરૂ—૫
સંત સ્વરૂપે જાગ્રતી આપજો
રોમ રોમ રમજો આત્મારામ—ઘનશામ સતગુરૂ—૬
અવીચળ અંતર ગૃહ દીપાવજો
અદવૈત શાંન્તી સુખનું ધામ—ઘનશામ સતગુરૂ—૭
જન્મ મરણનું સંકટ કાપજો
પાજો પ્રેમા મૃત પયપાન—ઘનશામ સતગુરૂ—૮
પ્રાણજીવન વીણ ભ્રાંન્તી ન ભાગશે
પતીના પતીરૂપે દયો જ્ઞાન—ઘનશામ સતગુરૂ—૯
સતસંગ થાતાં નીસંગ જાણીએ
દરસન દુઃખ હર દીનદયાળ—ઘનશામ સતગુરૂ—૧૦
સગુણને સેવે નીરગુણ પામીએ
અદભૂત યોગે થાતાં ન્યાલ—ઘનશામ સતગુરૂ—૧૧
કીટ ભ્રમર વત આનંદ ઉપજે
ધરતાં મુક્ત ચરણનું ધ્યાન—ઘનશામ સતગુરૂ—૧૨
પુરણાનંદ સ્વરૂપ ગણનાથજી
**ચુનીલાલ** ગાએ ગુરૂજીનું જ્ઞાન—ઘનશામ—૧૩

---

(૨૧)

## ધોળ.

સુરતા લાગી છે જેની ભ્રમણાઓ ભાગી--એ રાગ.

આજે આનંદનો દહાડો મારે આંગણીએ

આનંદનો વાયુ આજે વાયરે હરીજન આવો

મારે આંગણીએ--૧

હરખે ભરાંણી હું તો હાંસે ભરાંણી

સત સંગનો લાહાવો આજે લઈશું હરીજન

આવો મારે આંગણીએ--૨

ગુરૂએ અમને તો ખુબ ભણાવ્યા.

સેવાના પાઠ પઢાવ્યા હરીજન આવો--૩

ગુરૂ ગોત્યા છે હમે ગુણના ભરેલા

અવગુણનો નહી છાંટો હરીજન આવો--૪

ગુરૂ હમારા છે વીવેકી ધરમી

અમૃતના જેવી મીઠી વાણીરે હરીજન

આવો મારે આંગણીએ--૫

શીષ્ય ગુરૂની રૂડી જોડી મળી છે

સુખ દુઃખમાં છે બન્ને, સાથે હરીજન

આવો મારે આંગણીએ--૬

ડાકોર ગામના છે, મગનલાલ મહેતા

તેના પુત્ર આ કહેતા હરીજન આવો--૭

ગુરૂના દેશમાં સઉ રહેજો મથી

**ચુનીલાલ** કહે છે એમ કથી હરીજન
આવો મારે આંગણીએ--૮

---

(૧૨)

રાગ ધોળ

સતગુરૂ સ્હાય કરો એક વાર રે--એ રાગ.
ભાવ ગુરૂ મળીયા છે અંતર જામી રે
હરી ગુરૂ સંતનાં દરશન પામીરે--૧
ગુરૂજીને લળી લળી પાયે લાગુ રે
ગુરૂજીની પ્રેમ પ્રસાદી માગુ રે--૨
ગુરૂજીએ મસ્તક મુકયો હાથ રે
દયા કરીને ભેટાડયા દીનાનાથ રે--૩
માયા જાળથી ઉગાર્યો, મારે વાલે રે
ગુરૂજીનું હેત હૃદયમાં સાલે રે--૪
ઘડી પલક નવ ગુરૂનું નામ વીસારૂં રે
વીષય સુખડું લાગે છે મુજને ખારૂં રે--૫
બાહેર ભીતર નામ વીના નવ દેખું રે
સખી એના નામ તણું નથી લેખું રે--૬
અલખ નીરંજન મન મંદીરમાં માલે રે
આનંદ મંગળ ગાયા છે **ચુનીલાલે** રે--૭

## (૧૩)

## ગરબી

સખી પડવાની પડ પ્રીત ઘટમટ ભૂલી રે—એ રાગ

સખી હરી મળવાને કાજ, ચાલો જઇએ રે
હવે ભાવ ગુરૂ સંગાત, નીશદીન રહીએ રે--૧
સખી નીર વૃત્તીથી ધ્યાન, ગુરૂનું ધરીએ રે
મન તરંગ કેરા વહેમ, સહુ પર હરીએ રે--૨
સખી આઠે પહોર આનંદ, નાથને નરખે રે
થાય ચીત અચીત તે વાર, પુરણુ પદ પરખે રે—૩
સખી તે વીના મેહેનત જાય, સર્વે આલેખે રે
બીજાં સાધન સર્વ અસાર, હરીને ના દેખે રે—૪
સખી બાહેર ભટકે કાંઈ, હાથ ન આવે રે
જે અંતર ખોજે આપ, તે નર પાવે રે--૫
સખી દીલ દરીઆની માંહી, ડુબકી મારો રે
ત્યાં હીરલો લાગે હાથ, નીશ્ચે ધારો રે--૬
સખી સુન્યમાં ઝળકે નુર, નીશાન ફરકે રે
ત્યાં સુરતા ધરતી ધ્યાન, મનડું હરખે રે--૭
સખી ઉલટી સુરતા નાર, નીજ ઘેર આવે રે
ગુરૂ મેહેર લહેરની માંય, મહાસુખ પાવે રે--૮
સખી માટે સમજી માંની, પાછા વરીએ રે
ત્યાં પ્રેમ લેહેરની સાથ, ડગલાં ભરીએ રે—૯
સખી ગુરૂ ગમ જ્ઞાની હોય, તે નર પુરા રે

તે વીનાના બીજા જન, સરવે અધુરા રે—૧૦
સખી આત્મા ઇશ્વર એક, અભેદ જાણે રે
તે મોક્ષ ધામની માંહી, માંજો માંણે રે--૧૧
સખી અજ્ઞાની આ વાતને, શું જાણે રે
તે તો માથું કુટે મૂઢ, પથ્થર પાંણે રે--૧૨
સખી દરીઆમાં મચ્છ એમ, આતમ જ્ઞાની રે
જેમાં આત્મજ્ઞાન નવ હોય, તે અભીમાની રે--૧૩
સખી પ્રેમી ભકત જે હોય, તે સુણી હરખે રે
સખી જ્ઞાની એનો ભેદ, મનમાં પરખે રે--૧૪
સખી **ચુનીલાલ** કહે વાત, સાચી માંનો રે
મારો હરી વસે મુજ માંહી, રેહે છે છાંનો રે--૧૫

---

## (૧૪)

### રાગ ઉપરનો

ગુરૂ પ્રીતે કરૂં પરણામ, હેતે તમને રે
મારૂં પુરણ કીધું કામ, દયા કરી હમને રે—ટેક
ગુરૂવારે ગુરૂને ઘેર, જાવું મારે રે
જ્યાં વરસે અમૃત સેર અખંડ ધારે રે—૧
સુકરે સમજણ. સાર, ગુરૂની લેવી રે
તેમાં ના કરવી વાર, હયો સંત સેવી રે—૨
શનીએ સુરતા જોડ ગુરૂની સંગે રે
તેમાં નહી ખાંપણને ખોડ, માન ઉમંગે રે—૩

રવી ઉગ્યો ને અંધકાર, આપે નાસે રે
સત નામ તણો આધાર, પ્રેમ પ્રકાશે રે—૪
સોમે સત મત ખેલ, અજબ તમાસો રે
ત્યાં થાશે રંગની રેલ, હરીમાં સમાસો રે—૫
મંગળ મુરતી જાણ, હરી ગુરૂ જેવા રે
છે ભાવ ભક્તી પ્રમાણ, અમીરસ મેવા રે—૬
બુધે બુદ્ધીમાન, એ રસ પીસે રે
છે વેદ વચન નીરવાણ, અમર દીસે રે—૭
સાતે વારની રીત, સમજી ગાવે રે
કહે **ચુનીલાલ** કર પ્રીત, હરી ગુરૂ ભાવે રે—૮

---

## (૧૫)
## ગરબી

હરી ભજીએ તો આવે સુખની લેહેર જો—એ રાગ.

મનશા દેહ પામ્યો રે, મોંઘા મુલની
કોડી સાટે તેને ગુમાવે ગમાર જો
ભજન કરો તો સફળ જનમ તારો થશે
હરી ભજે તે કદી ના પામે હાર જો
સ્મરણ કરીએ, સાચા સતગુરૂ દેવનું ૧
એક ઘડી કે અડધી ઘડી કે પા ઘડી
સત સંગ કરતાં અભે સુખને પામે જો
અખંડ સમરણ કરતાં દુઃખ કંઈ ના પડે
જન્મ મરણનું દુઃખડું તે તો વામે જો. સમરણ—૨

ફરી ફરીને અવસર આવો નહી મળે
મુનશા દેહીને, દેવ સરીખા ચાહાય જો
એવો મોંઘો મુંનશા દેહ તુજને મલ્યો
ભજન વીના નો, જનમ અકારત જાય જો. સમરણ—૩
કયાંથી આવ્યો, કયાં જવું છે તાહરે
ગુરૂ વીના તે જડે નહી સત ઠામજો
માટે મનને વાળો ગુરૂના ચરણમાં
ગુરૂ કૃપાએ ભેટે સુંદીર સ્યામ જો. સમરણ—૪
આજ કાલ કરતાં આયુષ તારો વહી જશે
મધમાખી પેઠે, ઘસવા પડશે હાથ જો
સમય ગએથી પસ્તાવો પુરો થશે
માટે નયણે નરખી લેવા નાથ જો. સમરણ—૫
નુગરા જનનો સંઘ કદી નવ કીજીએ
નુગરા કરે છે નીંદાનો વેપાર જો
સત અસતને સમજે નહી જે બાપડા
નીંદાખોરને ખાવો પડે છે મારજો. સમરણ—૬
અધમ મનુષ તે નુગરા જન છે, ઓળખો
સમજે નહીને ખોટાં કરે છે કર્મ જો
કર્મ ચંડાળ . તેથી તેને જાણવો
ગુરૂ વીનાના સમજે નહીં સત ધર્મ જો. સમરણ—૭
માટે સરવે મુમુક્ષુ થઈને વરતજો
સંત સમાગમ કરવો વારંમવાર જો

સઠ સુધરે સત સંગતના પરતાપથી
તુલસીદાસ કહે છે કરી પોકાર જો. સમરણ—૮
સત સંગતનું સુખ તે તમને શું કહું
અંતર માંહી ઉપજે ઝાઝું વાહાલ જો
હરીજન હરીના સરખા છે તે ઓળખો
સત સમજાવવા કહે છે **ચુનીલાલ** જો
સમરણ કરીએ, સાચા સત ગુરૂ દેવનું—૯

---

## (૧૬)
## ગરબી.

રઘુપતી રામ રૂદેમાં રહેજો રે—એ રાગ

સમાગમ સંતનો કરો ભાવે રે
ફેર અવસર આવો ના આવે. સમાગમ—ટેક
સંત સનમુખ ચાલો વીર રે, સેવા કારણ સોંપો શરીર રે
ભક્તી ભાવે નમાવો શીર—સમાગમ. ૧
સંત સેવાનું ફળ છે અપાર રે, જેણે સેવ્યા તે પામ્યા સાર રે
અભે સુખ તણા છે દાતાર—સમાગમ. ૨
લવ સત સંગ વશીષ્ટે કીધો રે, વીશ્વામીત્રે સામો વાદ લીધો રે
વાદ્યે. સત સંત મારગ સીધો—સમાગમ. ૩
સંત સંગતથી સુખ આપે રે, દુઃખ જન્મ મરણનું કાપે રે
સત્ય સ્થીરતા પદમાં સ્થાપે—સમાગમ. ૪
સંત ચરણે તીરથ સૌ થાય રે, એમ અગમ નીગમ જય ગાય રે

પ્રેમ ભક્તીથી મોક્ષ પમાય--સમાગમ. ૫
પારસ સંગથી પારસ થાય રે, ચંદન સંગે ચંદન કહેવાય રે
દાસ **ચુનીલાલ** ગુરૂમાં સમાય--સમાગમ. ૬

---

(૧૭)
## ઘોળ

ગરૂડ ચઢી આવજો ગીરધારી—એ રાગ.
શરણે પડયો દાસને લ્યોને તારી,
વારે ધાજો દેવ મોરારી.—શરણે પડયો—ટેક.
જે કોઇ સતગુરૂ વચને વળશે,
તેને પળમાં એ સુખ મળશે, જનમ મરણનું સંકટ ટળશે.
શરણ. ૧
ગુરૂ સેવા જો ભાવથી થાય, રામ કૃષ્ણના ગુણુલા ગવાય,
સાચો ભક્ત તો તેજ કહેવાય—શરણ. ૨
ધનભાગ્ય સતગુરૂ મળીયા, તાપ ત્રિવીધીના ટળીયા,
રામનામ ભજનમાં ભળીયા—શરણ. ૩
કરવી ભકિતથી ભવ દુઃખ જાય, મહા પાપી તે પાવન થાય,
સતસંગ ગંગામાં નહાય—શરણ. ૪
ભગસાગર તરવા સારૂ, મન તલપી રહ્યું છે રે મારૂં,
તેથી શરણું ઝીલ્યું તમારૂં—શરણ. ૫
ગુરૂ નામને નાવે ચઢાવો, થઈ ખેવટ પાર લગાવો,
એટલી અરજી ઉરમાં લાવો—શરણ. ૬

મેહેતા **ચુનીલાલ** ડાકોરવાસી, સ્વામી આપને હું છું દાસી,
ગુરૂ ચરણે ગંગા કોટી કાશી—શરણ. ૭

---

(૧૮)

રાગ ઉપરનો-ધોળ.

અરજ મારી ઉરમાં ધરો વહાલા,
જાણ્યા જશોદાજીના લાલા—ટેક.
હું છું ચરણ કમળનો રે દાસ, મને એક તમારો વીસવાસ,
માટે પુરણ કરવી આશ—અરજ. ૧
મારા રૂદે કમળમાંહી રહેજો, ગુણ દોષ ક્ષમા કરી દેજો,
ચરણે પોતાનો જાણીને લેજો—અરજ. ૨
ભક્તિ ભાવે હરી ગુરૂ ભેટયા, તાપ ત્રિવીધીના સૌ મેટયા,
દાસ જાણી ના રહેશો છેટા—અરજ. ૩
માયા તમારી છે બળવાન, ભલા ભલાનું ભુલાવે ભાન,
માટે મુજને દો ભકિત દાન—અરજ. ૪
ભકિત કરતાં ભવ દુઃખ જાય, રામ કદમનું સુમરણ થાય,
દાસ **ચુનીલાલ** એ જશ ગાય—અરજ.

---

(૧૯)

ગરબી.

આવો આવો હરીજન ભાવે, ભજનથી ભવ તરીએ.
કોઇલો ઢોલક કોઈ તંબુરો, કોઇ કીડતાલ ખુબ બજાવો—ભજન-૧
કોઈ ખંજરી કોઈ મંજીરાં બાંધો, કોઈ નરઘાંનો તાલ મીલાવો-૨

કોઈ પાટલી કોઈ ડાબડી બજાવો, કોઇ હરખભેર હરીગુણ
ગાવો-૩

સરવે હરીજન એક રૂપ થઇને, લઈએ મનુસાનો લાવો-
ભજન. ૪

**ચુનીલાલ** મેહેતા કહે છે પોકાર કરી, ભજનની ધુમ
મચાવો-૫

---

(૨૦)

**ગરબી.**

સાંનમાં સાંનમાં સાંનમાં રે, મને ગુરૂએ સમજાવ્યું સાનમાં
ચોરીરે જારીને જુઠ અવીદ્યા તે, કદી ના લેતો ધ્યાનમાં રે મને-૧
સત્ય રે બોલવું ને સત્ય રે ચાલવું, અસત્ય ના લેઉં બેભાનમાંરે. ૨
કાચી આ કાયાને માટીની માયારે, એવું કહ્યું મારા કાનમાંરે મને. ૩
અખીલ બ્રહ્માંડમાં સત્ય છે સાચું રે, જુઠું વસે છે નાદાનમાંરે. ૪
નામનો પ્રભાવ સમજાવ્યો જ્યારે રે, સુરતા ખેલે છે મેદાનમાંરે. ૫
શબ્દ સતગુરૂનો હીરદે વસ્યો છે રે, તેથી ફરૂં છું ગુલતાનમાં રે. ૬
**ચુંનીલાલ** મ્હેતા કહે સંતને સેવોરે, ફરો નહીં અભીમાનમાંરે. ૭

---

(૨૧)

**ગરબી.**

રંગ લાગ્યો રંગ લાગ્યો ભજનનો રંગ લાગ્યો રે.
કર્મ કાળક સૌ નીકળી ગઈ ને, અનુભવ અખંડ જાગ્યો-ભજન૧

આઠે પહોર નેહે નામની સંગાતે ગુરૂનો શબ્દ રૂદે વાગ્યો-ભજન ૨
સાધુની સંગત ગુરૂજીની સેવા, એવો અવસર મેં માગ્યો-ભજન ૩
આશા રે ત્રષ્ણા ને માયાનું આવરણ, અભીમાન અંતરથી ત્યાગ્યો-૪
હરી ગુરૂ સંતનો ભાવ ભરૂંસો, મનડાને મીઠો લાગ્યો-ભજન ૫
સતગુરૂ દેવનું નામ છે વહાલું, **ચુનીલાલ** જપવા લાગ્યો-ભજન ૬

---

## (૨૨)

### રાગ ગરબી

(વનમાં પણ માયા વળગે રે સુખ રહ્યું છે સમજણમાં)

ગુરૂ દરશનથી દુઃખ કાપે છે, આવોને દરશન કરવાને.
ચરણ કમળની ભકતી આપે છે આ-ગુરૂ સ્થીરતા પદમાં થાપે છે આ.
ભકત નામની છાપો છાપે છે આ-ગુરૂનો સેવક થઈને આવે છે આ.
તેને નામને નાવે ચઢાવે છે આ-ગુરૂ અખંડ લાડ લડાવે છે આ.
એઠા હીરદે ઘાટ ઘડાવે છે આ-ખટ રીપુને મારી હઠાવે છે આ.
પ્રેમભકતી રૂદેમાં ઠસાવે છે આ-પંચ વિષયથી મનને બચાવે છે આ.
**ચુનીલાલ** ગુરૂ જશ ગાવે છે, આવોને દરશન કરવાને.

---

## (૨૩)

### ગરબી

સખી સાંભળને કહું શાણી રે, સુખ લીયોને સંભાળી.
સેવો ગુરૂને સમર્થ જાણીરે. સુ.-લેવો મનુષ્યા તે દેહીનો લાવોરે. સુ.
ખુબ આનંદથી કીરતન ગાવોરે. સુ.-દુઃખ જન્મ મરણનું જાશેરે.સુ.

ગુરૂ સેવાથી બ્રહ્મ સુખ થાશેરે. સુ-હોય મનના વીકાર તે ત્યાગો રે. સુ.
સંત સંગતીને ભક્તિ માગોરે. સુ.-ગુરૂ શબ્દનો કરવો વિચાર રે. સુ.
નામ નીરખોને બાવનબહારરે. સુ.-પછી જમડાનું જોરનવચાલેરે. સુ.
જ્યારે સતગુરૂ બાંહડી ઝાલેરે. સુ-દાસ **ચુનીલાલ** જાણો તમારા. રે.
ભવ સીંધુમાં બુડતો તારો રે, સુખ લીયોને સંભાળી.

---

(૨૪)

ગરબી.

ગુરૂ આવ્યા છે મારે ઘેરરે, સુખ શું કહેવાનું
મારે થઈછે તો લીલા લહેરરે સુ.-ગુરૂને ચરણે નમી નમી ભેટું રે.
વારંવાર ચરણામાં લેટુરે. સુ-શુભ આસન પર પધરાવું રે. સુ.
ચરણ ધોઈ ચરણામૃત લેવું રે સુ-ગુરૂ કૃપા પ્રસાદી પામું રે.
દુઃખ જનમ મરણનું વામુંરે. સુ-સૌ હરીજન મંડળી આવીરે. સુ.
ગાય ભજન તાલ મીલાવીરે. સુ.-થઈ આજે આનંદની હેલીરે. સુ.
ગુરૂ નોધારાના છો બેલીરે. સુ.-સૌ. સેવકનો સંસે હરીયોરે. સુ.
દાસ **ચુનીલાલ**ના શીર હાથ ધરીયોરે, સુખ શું કહેવાનું.

---

(૨૫)

ગરબી.

મને ભજનનો રંગ લાગ્યો રે, ગાવા ગીરધારી.
સુતો મોહ નીંદ્રાથી જાગ્યોરે.ગા.-વાલે મધુરીતે મોરલી વગાડીરે.ગા.
મને દરશનની લગનીલગાડીરે.ગા.-મને ભુખે ભોજન ના ભાવેરે.ગા.

સેજડીએ નીંદ્રા ન આવેરે. ગા.–વાલો જોવા બની છું ઘેલીરે. ગા.
જો આવે તો ચાલ સખી વે'લીરે. ગા.–મારા મનને ધીરજ ન રે'તીરે.
આ વારતા ના કોઈને કહેતીરે.ગા–મારૂં મન તો વા'લામાં જડીયુંરે.
ખાલી ખોખું આ કાયાનું પડીયુંરે.ગા.–ચાલ સખી વહેલી વહેલીરે.
ત્યાં થઇ છે આનંદની હેલીરે.ગા.–હરી ગુરૂને ભાવ કરી ભેટુરે. ગા.
સ્વામી સેવકને ના હોય છેટુરે.ગા.–અરસપરસનો આનંદથાયરે.ગા.
દાસ **ચુનીલાલ** ચીતમાં ચાય રે, ગાવા ગીરધારી.



(૨૬)

**ગરબી.**

હાલો હાલો હરીજન હાલોરે, દરશન કરવાને.
સૌ ભેગા થઈને સુખ મહાલોરે. દ.–ગુરૂ દરશનથી દુઃખડું કાપેરે.દ.
મહા પદની તે મોટમ આપેરે. દ.–મને વાગ્યાં છે પ્રેમનાં બાણુરે.દ.
પીડા બીજું તે જાણે કોણુરે. દ.–જેને વાગ્યાંરે હોય તે જાણેરે. દ.
મળે દરશન તો મોજ ખુબ માણેરે.દ.–ધ્રુવને વાગ્યાંછે બાળા વેસરે.દ.
આપ્યો નારદજીએ ઉપદેશરે દ.–જુઓ પ્રહલાદને લાગી તારીરે. દ.
હીર્ણાકસ્યપને નાખ્યો મારીરે.દ.–એવા હરી ગુરૂ સંતસુખકારીરે.દ.
**ચુનીલાલ**ની જીંદગી સુધારી રે, દરશન કરવાને.

---

(૨૭)

**ગરબી.**

સુણો રામ રાધે વેણા જંતર વાગે—એ રાગ

ગુરૂ શીર ગાજે રે ગુરૂ શીર ગાજે

હરીજન સાચા હોય-ગુરૂ શીર ગાજે—ટેક
નીતી માંહે નીત્ય વરતે, અનીતીથી લાજે
સત ગુરૂની નીંદા સુણી-એનુ દીલ દાજે-હરીજન—૧
ભજન માંહી ભાવે આવે, સંત જયાં બીરાજે
પછીથી જઇ પાસે બેસે, સંત સેવા કાજે-હરીજન—૨
પરમારથમાં પહેલ કરી, ધર્મ માર્ગે ધાજે
મીથ્યા લવરી છોડી મુકી, જ્ઞાન ગંગ નાહાજે-હરીજન—૩
સદગુરૂની સાંને સમજી, સતમાં સમાજે
પુરા ગુરૂની એ નીશાની, નીરભે નોબત વાજે-હરીજન—૪
માટે સાચા સદગુરૂ સેવી, હરીજન થાજે
ભાવ ભજનમાં રહી **ચુનીલાલ** ગુણ ગુરૂના ગાજે
હરીજન સાચા હોય, ગુરૂ શીર ગાજે—૫

---

(૨૮)

**રાગ ગરબી.**

અલ્યા લોભીઆ નર હોય જેટલા રે લોલ
નીત્ય ઉંઘે તે નર તેટલારે લોલ. ૧
પોતાની ગરજે જાગતારે-લોલ
તે પર દ્રવ્ય માગતારે લોલ. ૨
રાંમ સભામાં ઉંઘે બાહાવરોરે લોલ
અલ્યા શું સમજી પાડયો તેં માહાવરોરે લોલ. ૩

અલ્યા શું જોઈને નીંદ્રા આવતીરે લોલ
નથી બીતો તું જમના મારથી રે લોલ. ૪
અલ્યા સતીઆ તો નીત્ય જાગતા રે લોલ
અહાર નીંદ્રા પહેલા ત્યાગતા રે લોલ ૫
સતગુરૂ ભગવાંન પ્રતાપે ના ભૂલીએરે લોલ
કહે **ચુનીલાલ** ઉંઘીએ તો ડુલીએ રે લોલ ૬

---

(૨૯)

## ગરબી.

તું જાણે છે મરવાનું મારે નથી જો.
જેમ નભથી ખરવાનું તારાને નથીજો–તું જાણે છે—૧
જે ઠેકાણે સાકરો તારી વેંચતા જો,
તે ઠેકાણે તાણીને પોકો ખેંચતા જો. તું જાણે છે—૨
જે ઠેકાણે મંગળ ગવાય છે જો.
તે ઠેકાણે તારા, લાડવા ખવાય છે જો. તું જાણે છે—૩
જે ઠેકાણે પત્રીકા લખાય છે જો,
તે ઠેકાણે ચીઠીઓ ચીતરાય છે જો. તું જાણે છે—૪
તારે પ્યારા વીના કેમ ચાલસે જો,
ચુડો ભાગી ખુણે તને ઘાલસે જો. તું જાણે છે—૫
જે જગાએ ખમા ખમા થાય છે જો,
તે ઠેકાણે શોક વરતાય છે જો. તું જાણે છે—૬

એવું સમજીને મન કબજે કરો જો,
ગુરૂ જ્ઞાને જીણા થઈ રાધા વરો જો. તું જાણે છે—૭
**ભાવદા** મહારાજે આપી મુજને દડી જો,
મારા મનુના રૂદીયામાં જડી જો. તું જાણે છે—૮
**ચુનીલાલની** શીખામણ, ચીત્તે ધરો જો,
**ભાવગુરૂ** પ્રતાપે ભવસીંધુ તરો જો,
તું જાણે છે મરવાનું મારે નથી જો. ૯

---

## (૩૦)
## ધોળ–ગરબી.

જીવડા જાશે જોબનીયું, ફોગટ શા માટે ફુલાય.
ફોગટ શા માટે ફુલાય, ફોગટ શા માટે ફુલાય. જીવડા જાશે. ટે૦
ચેતને ચેત તું અંધ અભાગીયા, પાપી સાને પટકાય.
વાહજી વાહ–જીવડા૦ ૧
લાલચ લોભમાં લાગી રહ્યોને, ઘણાક ગોદા ખાય. વા૦ જી૦ ૨
દારા ને ધામ તારાં કામ નહી આવે, કર્મહીણા શું કુટાય.વા૦જી૦ ૩
તનધન જોબન ઓસનું છે પાણી, જોતાજોતામાં વીલાય.વા૦જી૦ ૪
જવાનું જાશે ને થવાનું થાસે, શાને કરે છે હાય હાય.વા૦જી૦ ૫
મીથ્થાની માંહી મમતા કરીને, પાછળ પુરો પસ્તાય.વા૦જી૦ ૬
ઓચીંતું આવશે આંણું અભાગીઆ, જમડા નહીરે જીતાય.જી૦ ૭
માટે ચેતીને સદગુરૂનું સરણુ લે, તો તો કારજ સહુ થાય. જી૦ ૮
સાને સમજે તેને સાણોરે કહીએ, તેનું તે દુઃખ સઉ જાય. જી૦ ૯

ભવ ભય જાશે ને શાંન્તીરે થાશે, પડો ગુરૂજીને પાય.વા૦જી૦ ૧૦
પ્રેમ પ્રકાશ થયો જે ઘટમાં, તિમીર ત્યાં ન રહાય. વા૦જી૦ ૧૧
ભગવાંન કૃપાએ કહે **ચુનીલાલ**, જીભે જપો જદુરાય.
વાહજી વાહ–જીવડા જાશે૦ ૧૨



## (૩૧)

### ધોળ–ગરબી.

ભૂલ્યો શું ભવમાં ભટકેરે, ફરી ફરી અવસર નહી આવે.
તને જમડા મારશે ઝટકેરે, ફરી ફરી અવસર નહી આવે. ૧
મીથ્યામાં શું મલકાયેરે, ફરી. ફુલણજી શું ફુલાયરે, ફરી૦ ૨
તારૂં જોબન વીતી જાશેરે, ફરી. પાછળ પસ્તાવો થાસેરે ફરી૦ ૩
જેને તું માને તારાંરે, ફરી. તે તુજને દુઃખ દેનારાંરે. ફરી૦ ૪
તું નારીને જોઇ ભૂલ્યોરે, ફરી. તે માટે દુઃખમાં ડુલ્યોરે. ફરી૦ ૫
તું બની રહ્યો શું ઘેલોરે, ફરી. ચેતી લે અવસર છેલોરે ફરી૦ ૬
તું માયા પાછળ દોડેરે, ફરી. તું પાપનાં પગલાં માંડેરે. ફરી૦ ૭
માટે સદગુરૂને લે જાચીરે, ફરી. આ જગતની બાજી કાચીરે. ફ૦ ૮
એક નામ ગુરૂનું મોટુંરે, ફરી. બાકીનું સરવે ખોટુંરે. ફરી૦ ૯
**ચુનીલાલ**ની શીખામણ સારીરે—ફરી ફરી અવસર૦ ૧૦
ભજ ભાવે ગુરૂ ગીરીધારીરે–ફરી ફરી અવસર નહી આવે. ૧૧



(૩૨)

ગરબી.

હાંસે ભર્યાં અમે આવીયાં રે, મારે વાલે—એ રાગ.

હરખ ભર્યાં અમે આવીયાં, મારા ભાવ ગુરૂની પાસ રે
આવ્યાં હરખે ભર્યાં—ટેક

ગાદીએ ગુરૂજી બીરાજીયા રે, થયો કોટી ભાનું પરકાશ રે
આવ્યાં હરખે ભર્યાં—૧

દર્શન થતાંમાં દુઃખ ભાગીયાં રે, વાલે કીધા સંશય નાસ રે
આવ્યાં હરખે ભર્યાં—૨

મસ્તકે હાથ મારે મુકીયો રે, થયો અંતર માંહે ઉજાસ રે
આવ્યાં હરખે ભર્યાં—૩

પરકમા કરી પગે લાગીયાં રે, વાલે ભેટી બેસાડાં પાસ રે
આવ્યાં હરખે ભર્યાં—૪

ભજન ભડાકા થાય છે રે, ગુણુ ગાય છે, સૌનીજ દાસ રે
આવ્યાં હરખે ભર્યાં—૫

આશાપુરણુ અલબેલડો રે, વાલે પુરણુ કીધી આશ રે
આવ્યાં હરખે ભર્યાં.—૬

અનેક અધમને ઓધારવા રે, વાલે કીધો વડોદરે વાસ રે
આવ્યાં હરખે ભર્યાં.—૭

ભાવસ્વામીના ભગવાંન નારે, **ચુનીલાલ** ચરણુ કેરો દાસ રે
આવ્યાં હરખે ભર્યાં.—૮

(૩૩)

## હરી ભજન થકી છોટા હોય તે મોટા સઉથી થાય છે—રાગ.

એવી એકાદશી, વૃત કરે જન કોઈ તો ભવસાગર તરે
દસ ઈંદ્રી ને એક મન કહીએ, એને વશ કરીને, એ વૃત કરીએ
અતી આનંદે હરીના ગુણ ગાઈએ—એવી એકાદશી—૧
સઉ એક દશાની માંહી લાવો, એને જ્ઞાન ગુરૂનું સમજાવો
મટે જન્મ મરણનો દાવો—એવી એકાદશી—૨
જ્યારે સરવે તણી થાય એક વરતી, ધરે ગુરૂ ચરણમાં વરતી
રૂદીએ ધ્યાન અખંડ ગુરૂની મુરતી—એવી એકાદશી—૩
જુઠ પરપંચ સર્વે પરહરીએ,કદી અધર્મ તો નવ આચરીએ
એવું એકાદશીનું વૃત કરીએ—એવી એકાદશી—૪
જુવો અગીઆરસ હરીની માયા, એને સમજ્યા વીના
સઉ જાય વાહયા
એનો ભેદ તો કોઇ વીરલે પાયા—એવી એકાદશી—૪
તે સદચીદાનંદ પદ માંહે માહાલે, ત્યાં જમડાતણું જોર નહી ચાલે
એવું અખંડ વૃત સદગુરૂ આપે—એવી એકાદશી—૬
વૃત સાચું હરીના નામ તણું, બીજું મન તણું બળ છે બમણું
શીદ દુઃખાડો મીથ્યા લમણું—એવી એકાદશી—૭
મારે કહેવું હતું તે કહી દીધું, એ તો સમજુએ સમજી લીધું
તેનું પલમાં કારજ સીધુ—એવી એકાદશી—૮

ભગવાન ગુરૂએ વૃત આપ્યું મારા, ફદીઆમાં હરીનું નામ સ્થાપ્યું
દાસ **ચુનીલાલ**નું સરવે કષ્ટ કાપ્યું,
એવી એકાદશી વૃત કરે જન કોઇ તો ભવસાગર તરે--૯

---

## સાખીઓ.

અખંડ અંતરને વીષે, શ્રી સદગુરૂનો વાસ.
અન જળ જ્યાં સુધી દેહનું, ત્યાં સુધી રહ્યા તમ પાસ. ૧
સદગુરૂ સો જોજન વસે, પણ હોય અંતર વીશ્વાસ,
અદઘડીએ અળગા નથી, સદા પોતાની પાસ. ૨
ગુરૂ આજ્ઞાને ઉર ધરી, વરતે આજ્ઞામાં જેહ,
સદગુરૂ તેની પાસ છે, દીન દીન અદકો નેહ. ૩
દેહ ભાવને દુર કરી, અઘાટમાં લક્ષ થાય,
કહે **ચુનીલાલ** ગુરૂ પરતાપે, તે મોક્ષ ધામમાં જાય. ૪

---

## (૩૪)

### ગરબી.

### પ્રપંચ મુકી દે મારા પ્રાણીઆ રે—એ રાગ.

હરીજન હેતે સદગુરૂ સેવીએ રે,
કરીએ સત્સંગ શુદ્ધ વીચાર જો. હરીજન હેતે--ટેક૦
સતસંગ માંહે તો સુખ ઉપજે રે,
સેજે આવે ભવનો પાર જો. હરીજન હેતે--૧

દેહ બુદ્ધીમાં દુઃખ દો ઘણું રે,
આત્મ લક્ષે આનંદ થાય જો;
યોગ ને વીયોગ એ છે દેહના રે,
દેહી સાક્ષી રૂપે સદાય જો. હરીજન હેતે--૨

શરીર પ્રારબ્ધને આધીન છે રે,
જ્યાંનો યોગ હોય ત્યાં જાય જો;
તેનો ખેદ જરા ના કીજીએ રે,
શાણા સમજી લ્યો ઉરમાંય જો. હરીજન હેતે--૩

સદગુરૂ સંતની સાથે પ્રીતડી રે,
એ છે ઉત્તમતાનું અંગજો;
સરવે ભાવે ભજનમાં ભળો રે,
કરજો નીઃસ્વારથ સતસંગ જો. હરીજન હેતે--૪

પ્રેમ પયોધી ઉમગ્યો છે ઉરમાં રે,
નીરખી મુજને થાયે ઉલ્લાસ જો;
જેવો ભાવ છે તેવો રાખજો રે,
સદાયે સદગુરૂજી છે પાસ જો. હરીજન હેતે--પ

ઘાટે ગુરૂજી જે ગામ તીર્થ છે રે,
એ તો આવે ને વળી જાય જો;
અઘાટે સૌના અંતરમાં રહ્યા રે,
**ચુનીલાલ** નાંમે નીશ્ચે થાય જો. હરીજન હેતે--૬

---

## (૩૫)

### ગરબી.

આવો હરીજન ભજંન કરીએ, ઘરમાં બેસી ના રહીએ—એ રાગ.

આવો હરીજન હરીરસ ગાઈએ, અનુપમ લાવો સહુ લઈએ.
માઘો દેહ મનુષનો મળીઓ, સત સંગથી સુખીઆ થઈએ
આવો હરી. ટેક.

જગત સઉ ભૂલે ભરમાણું, તેહની સંગે ના જઇએ.
અંધે અંધા મળી અથડાયે, માટે તેમને તજી દઇએ—આવો. ૧
લાલચ લોભને મનથી છોડી, સદગુરૂને સરણે રહીએ.
જુઠા ઝગડા જગના તજીને, સદગુરૂની આજ્ઞા ગ્રહીએ—આવો. ૨
શાણાને શીખાંમણ દઇએ, મુર્ખ મળે તો મુન લઇએ
કેણી તેવી રેણી રાખો, સદગુરૂ શબ્દ ધરી હઇએ—આવો. ૩
વાચક જ્ઞાની કરે વગોણું, ગુરૂ વીમુખ તેને કહીએ
નુગરા સાકુટનો સંગ તજીને, જ્ઞાન ગંગામાં નીત નાહીએ—આ. ૪
હરીગુરૂમાં અંતર નાહી, ભીન્ન ભાવને તજી દઈએ.
ગુરૂ ભગવાંને દયા કરી છે, વસ્યા **ચુનીલાલ**ને હૈયે.
આવો હરીજન હરીરસ ગાઇએ. ૫

---

## (૩૬)

### ગરબી.

પરંમેશ્વર પત રાખજો મારી, વીપત વેળાના વાલારે—એ રાગ.

સદગુરૂજી ટેક રાખજો મારી, સંકટ સમયના સ્વામીરે

દીન બાળકની અરજ સ્વીકારો, નૌતમ છો બહુનામીરે
સહગુરૂજી ટેક—ટેક.
વીપત વેળાએ વારે આવો, કરગરી કહુ છું વાલારે,
જેવો તેવો તોય કાવું તમારો, સહગુરૂ દીન દયાળા રે. સ૦ ૧
બાના બીરદની લજ્યા રાખો, વાલમ વારે આવો રે,
નાથ નમેરા જરા નવ થાસો, દેહ સહીત છે દાવોરે. સ૦ ૨
તન મન ધન મેં તમને અરપ્યું, હવે નથી કાંઈ મારૂંરે,
મુજ રદયમાં વાસો નીરંતર, સાચુ સરણું તમારૂંરે. સ૦ ૩
માયા મુજને ના સંતાપે, એ વીનંતી ઉર ધરજોરે,
પારસ પરસે પારસ થાય તેમ, આપ સમોવડ કરજો રે. સ૦ ૪
બીજુ વાલમ કાંઇ ના માગું, લગની લાગી તમારી રે,
કીટ ભૃંગના ન્યાયે માગું, તે અરજી લેજો સ્વીકારીરે. સ૦ ૫
અલબેલા હું એટલું માગું, વાલમ વારે વળજો રે,
**ચુનીલાલ** પર કરૂણા કરીને, આવી અઢળક ઢળજોરે
સહગુરૂજી ટેક રાખજો મારી. ૬

---

(૩૭)

**ધોળ.**

ધન્ય ધન્ય વંદુ હું તો આરે અવસરને—એ રાગ.
વળી વળી વંદુ હું તો. હરી ગુરૂ સંતને,
સાન કરી છે ત્યારે સત સમજાય છે;
મનના મનોરથ મારા પુર્ણ થયા છે. ૧

બાહેર ભીતર એક નામ નીહાળ્યું.
આનંદ ઉર માંહે અતી ઉભરાય છે. મનના૦ ૨
હરી વીનાનો એકે ઠામ નહી ઠાલો,
સ્થાવર જંગમ માંહે જણાય છે. મનના મનોરથ૦ ૩
અણું મેરૂને આકાશ પાતાળમાં,
જ્યાંરે જોઉં ત્યાં મુજને, નામ દરસાય છે. મનના૦ ૪
સુન્ય શીખરની સેજે, માહા સુખ મલીયું.
પુરણ પદમાંહે, સુરતા સમાય છે. મનના મનોરથ૦ ૫
મનુષ્ય દેહનો લહાવો રે લીધો
ગુરૂ દયા થકી **ચુનીલાલ** ગાય છે
મનના મનોરથ મારા પુર્ણ થયા છે. ૬





# મહેતા મનહર ભજનમાળા.

## સાખીઓ.

બહુ બોલો ને બેટી જાયો, બે નારી ભરથાર,
એને કોઇ મારશો નહી, એને મારી રહ્યો કીરતાર—૧
ખટ નવ ને દસ અષ્ટ લ્યો, ચારૂ વેદ ચરાસ,
વ્યાસ વલોવણ છાશનું, પીવત જગત ઉપાસ—૨
સમ દ્રષ્ટે સનમુખ સદા, નેણાં આગે નાથ,
કહે ચુનીલાલ-સદગુરૂ વિના, હોય નહી સાક્ષાત—૩
ગુરૂ ગમ અગમ અગાધ છે. જાંણી શકે નહી કોઈ,
કહે ચુનીલાલ ગુરૂ ગમહી લહે, જો ગુરૂ મલીઆ હોય—૪
રામચંદ્રે વશીષ્ટને, કર્તા પણ ગુરૂ કીન,
ચૌદ લોક ભાગે ઘડે, ગુરૂ આગે આધીન—૫
કહો વશીષ્ટે ક્યા દીઆ, કર્તા કો ઉપદેશ,
એ અંદેશા સર્વેને, સુણો કહુ સંદેશ—૬
પીતા બુંદ શીર ગ્રભકી, જો ન લહે જન કોઈ,
કે રાજા કે રંકહી, ખરા અજાણ્યા હોઈ—૭

એસે કેવળ બુંદ કે, જીવ ઇશ્વિર અવતાર,
કહે ચુનીલાલ સદગુરૂ વીના, કોઇ લહે નહી પાર—૮
માયા શકિત શીવંની, જીવ શકતી અજ્ઞાન
બેઉ ઉપાધીને તજે, તો પામે પદ નીરવાણ—૯
અવીદ્યા વીદ્યા જો ટળે, તો નહી જીવ નહી શીવ
નામ રૂપથી ભીન્ન છે, સાક્ષી સુદ્ધ સદીવ—૧૦
મલીન અવીદ્યા યોગથી જીવપણું કહેવાય
સુદ્ધ સત્વ માયા થકી, ઇશ્વિરતા દરસાય—૧૧
આત્મ જ્ઞાની ગુરૂ મળે. તો તે લક્ષ બંતાય
કહે **ચુનીલાલ** કારજ સરે, જીવ પરંમપદ પાય—૧૨

---

### મનહર છંદ

ગધેડો ગંગામાં નહાય, પવીત્ર કદી ના થાય,
ચાલે હંસની તે ચાલ—તોય તે તો કાગડો.
શીઆળનો સીંહ કદી થાય નહી ક્રોડ વાતે
આંબાના સમાન કદી થાય નહી આકડો
ખેલ કરે મરકટ ઘણાય, તે ખરેખરા
મનુષ્ય ના થાય કદી, તોય તેતો માંકડો
**ચુનીલાલ** કહે સંત સુણોને લગાડી ચીત્ત.
ખાંડુ હાથગ્રહી ફ્તે કરે નહી ફાતડો

---

(૧)

## ભજન

રાગ—ગણુપતી દેવાને કરૂં તારી સેવા સ્વામીં—

ગણેશ ફુંડાળાને પરમ દયાળા સ્વામી,
ફેરૂ તારા નામની માળા રે હો સ્વામી સુઢાળાજી.
સુદ્ધ બુદ્ધ નારી તારી, સેવા કરે છે સ્વામી
દરસને મીટે મોહ જવાળા રે હો સ્વામી સુઢાળાજી—૧
મુસકની સ્વારી કર, ફરતી રે ધારી સ્વામી
વૈજંતી માળા કંઠે ધારી રે હો સ્વામી સુઢાળાજી—૨
ગૌરીના નંદન, જગતને વંદન સ્વામી.
પીતા છે જેના ત્રીપુરારી રે હો. સ્વામી સુઢાળાજી—૩
નામજલે, તેનાં વીઘ્ન વીદારો સ્વામી
પરથમ પહેલા પુજાયે રે હો. સ્વામી સુઢાળાજી—૪
કહે **ચુનીલાલ** ગુરૂ ગણેશ દયાથી સ્વામી
લળી લળી લાગુ છું પાયે રે હો સ્વામી સુઢાળાજી—૫

---

(૨)

## ભજન.

રાગ, તેરી કળા નવ જાંણી મેરે દાતા અકળ કળા નવજાંણીરે
હેજી એ—રાગ.

સમરૂં સાંજ સવારો, અલખ ધણી, સમરૂં સાંજ સવારો—રેજી.
જ્ઞાન દીયો ગુરૂ ગણેશ દાતા, (૨) ત્રીવીધી તાપ નીવારો,
અલખ ધણી સમરૂં સાંજ સવારો રેજી—ટેક.

સરસ્વતી માતા સદા સુખ સાતા, નયન કમળ નીજ ધારો રે જી
વાણી દીયો વરદાયીની માતા (૨) સરણાંગત છું તારો,
અલખ ધણી—૧
વેદભેદ પુરાણુ ન પરખું, ઉપનીષદ અધીકારે રે જી,
ખટ શાસ્ત્રાદીક સાર ન નીરખું (૨) નીર્ગુણ નામ તમારો
અલખ ધણી—૨
યોગ ભોગ આનંદ ન આણું, અંતર ઘટ ઉજીઆરો રે જી
જપ તપ તીરથ જાપ ન જાણું (૨) સકળ ધરમ સંસારો
અલખ ધણી સમરૂ—૩
મનસા વાચા કર્મ કહાણી, માયા ફંદ વીકારો રે જી
શરણુ લ્યો સેવક જન જાંણી (૨) સફળ થાય જનમારો
અલખ ધણી સમરૂ સાંજ સવારો રે જી—૪
ભવ જળ સીંધુ છલાછલ ભારી, વીષમ પંથ દુર આરો રે જી
**ચુનીલાલે** ચરણે ચીત્ત ધાર્યું (૨) બેડલી પાર ઉતારો
અલખ ધણી સમરૂ સાંજ સવારો રે જી—૫

(૩)
ખ્યાલ.

નરસીંહ મહેતા ભકત બ્રાહ્મણ જુનાગઢ—એ રાગ.

અજબ તમારા ખલકકા ખોજો, સમજ પડે તબ હોય દીનતા;
એક સ્વતાંતર રામ બીરાજે, એક રૂપ ફરે આધીનતા—ટેક. ૧
નથી સમોવડ સંત સમાગમ, પશુ ફેડીને નર કરે;
કાગ મટીને હંસ બનાવે, સત સાગરમાં મોતી ચરે—૨

સત્ય અસત્યનો કરે નરવેડો, સત્ય હોય તે હાથ ધરે;
ત્યાગે અસત્ય અનાચારને સુખીઓ થઈને તે વીચરે—૩
સમજ્યા વીના સૌ ભેળું ખાય તે, મનુષ્ય મટીને શ્વાન ઠરે;
આપ ડુબે ઓરનકું ડુબાવે, ભવસાગરમાં કેશે તરે—૪
સમજણ સાચી સતગુરૂ કેરી, શુદ્ધ ભાવશું હીરદે ધરે;
ચોરી જારી જુઠ અવીદ્યા, હીંસા કરતાં દીલમાં ડરે—૫
ભાવ ભરૂંસો ખરો જો પ્રકટે, જનમ મરણની આંટી ટળે;
**ચુનીલાલ** મહેતા સતગુરૂ સેવે, અંતરજામી ઘટમાં મળે—૬

---

(૪)

બલીહારી પીર તમોનેરે, અપરાધી હું તો–એ રાગ.

સતગુરૂજી સમરથ મારા રે, અરજ કરૂં છું—ટેક.
ગુરૂજી હું તો જનમો જનમનો છું પાપી, તે સરવે કરજો માફીરે-૧
ગુરૂજી હું તો વારે વારે અવતરતો, લખ ચોરાસીમાં ફરતોરે-૨
ગુરૂજી હું તો ચારે ખાંણમાં રડવડીઓ, હવે શરણ તમારે પડીયોરે-૩
ગુરૂજી આપ અધમ ઓધારણ કા’વો, હવે વધુ નહી તલસાવોરે-૪
ગુરૂજી હું તો ગરીબ દાસી તમારી, માટે શુદ્ધ લેજો મારીરે-૫
ગુરૂજી અમો તમારે આધારે રહીયે, દુઃખ કોની આગળ કહીયેરે-૬
ગુરૂજી મને ભાવ ભરોસો તમારો, મને ભવજલ બુડતાં તારોરે-૭
ગુરૂજી ગુણ ગાઉં છું પ્રેમ પ્રકાસી, છું ડંકપુરી નીવાસીરે-૮
ગુરૂજી ભાવે ભેટયા નેસુરતા પરણી, મારી પુર્વ જનમની કરણીરે-૯
ગુરૂજી દાસ **ચુનીલાલની** અરજ સુણજો વેલી, થાજો અંત સમાના બેલીરે–અરજ ૧૦

(૫)

લગનીને લાગીરે, મુરસદ લાલનીરેજી—એ રાગ.

લગનીને લાગીરે, સતગુરૂ દેવનીરેજી.
જેણે મારા અંતરનો ટાલ્યોરે ત્રાસ (૨)
અભેપદ આપ્યું રે, દીન પર દયા કરીરેજી,
સચરાચરમાં સમજાવ્યો સરવારે વાસ— લગની. ૧
વારે વારે જાઉંરે, ગુરૂજીને વારણેરેજી.
જેણે મારા ટાળ્યા ત્રીવીધ તાપ (૨)
ભીતરના તો ભડકારે, ગુરૂએ સમાવીયારેજી.
અંતર માંહી બીરાજો પોતેરે આપ—લગની. ૨
મનવો મારો મોજીરે, ભજન કરે ભાવથીરેજી.
સંતને સેવ્યે જાણીને કીરતાર (૨)
ભાવ ગુરૂ સાથેરે પુરણ પતીતછેરેજી.
અખંડ સુખ વરણવું વારંવાર— લગની. ૩
ડાકોરનાતો વાશી રે, યજુરવેદી જાણજોરેજી.
બ્રાહ્મણ એ તો ત્રવાડી મેવાડા જાત (૨)
મહેતા મગનલાલનારે **ચુનીલાલ** નામે છે રેજી.
જ્ઞાન ભાનું પ્રગટયું મટી ગઇ રાત— લગની. ૪
સંવત ૧૯૮૦ રે માગસર માસ ચાલતો રે જી.
તીથી કરતાં પુનમને રવીવાર (૨)
આનંદને આવ્યોરે ગુરૂજીના જ્ઞાનનો રેજી.
પામ્યો હું તો ભક્તિથી જુગદાધાર—લગનીને લાગીરે. ૫

(૬)

નરરે નગુરાની સાથે—એ રાગ.

સહાય કરોરે મારી સહાય કરો,
સમર્થ ધણી મારી સહાય કરો—ટેક.
ચરણ કમળનો રે હું છું રે સેવક,
અવગુણ અપરાધ તો માફ કરો—સમરથ૦ ૧
અજામેળ તો અધમ ઓધાર્યો,
જનમનો દોષ તેં તો દીલ ના ધર્યો—સમરથ૦ ૨
ગજરે રાયનો બંધન છોડાવ્યો રે,
ભકિત કરે છે તેની પુંઠે ફરો—સમરથ૦ ૩
હું છું રે તહારો ને તું છે રે મહારો,
એવો પોતાનો જાણી હીરદે ધરો—સમરથ૦ ૪
ક્ષણું એકવાર હું તો નહીરે વીસારૂં,
એવો સંકલ્પ મેં કીધો ખરો—સમરથ૦ ૫
સંસાર સાગરમાં મહા દુઃખ ભારે,
સંત સમાગમથી આતમા ઠર્યો—સમરથ૦ ૬
**ચુનીલાલ** મહેતા ડાકોરવાળા,
ભાવ ભરૂંસો મને પુરો ખરો—સમરથ૦ ૭

---

(૭)

રાગ ઉપરનો.

ઘડીરે ઘડીરે સમરૂ ઘડીરે ઘડી,
અંતરજામીને સમરૂં ઘડીરે ઘડી—ટેક

આઠ પહોર દીવસને રજની, પ્રભુ ભજવાની મને ટેવ પડી. અં. ૧
કોઈ જાય કાશીને કોઇજાય મક્કે, કોઈ તો બોળે છે તરી પર ચઢી ૨
ઉત્તર દક્ષીણ પર્વે ને પશ્ચિમ, ચારે દીશાની મને સુઝ પડી. અં. ૩
ભાવ ભરૂસો ગુરૂજીનો ભારે, સુરતા નીચે ખડીરે ખડી. અં. ૪
તન તંબુરો મરમ મંજીરાંરે, ખાંતની ખંજરી ખુબ ચડી. અં. ૫
કામકાજ બીજું મારી નજરે ન આવે, અખંડ ભજનની તો
લાગી ઝડી. અં. ૬
મેહેતા **ચુનીલાલ** સદગુરૂજીના શબ્દે, મન મેવાસીની જીતી ગડી.
અંતરજામીને સમરૂ ઘડીરે ઘડી. ૭

---

(૮)

**રામ રમેરે મારો હરી તો રમે, નીરખો નેણાંમાં મારો રામ રમે**
**એ રાગ.**

ખોજ કરોરે મનવા ખોજ કરો,
કાયા નગરીમાં મનવા ખોજ કરો—ટેક
પ્રથમ પાયાને પંચભુત પ્રગટયાંને,
તનુ માત્રાનો સંગ કરો—કાયા૦ ૧
એકેક ભુતથી બબે બની ઇન્દ્રીયો,
પાંચ જ્ઞાન પાંચ કર્મ કરો—કાયા૦ ૨
અંતઃકરણ ચાર સર્વેથી સુક્ષમ,
સર્વેની સંભાલ રક્ષા કરો—કાયા૦ ૩
ત્રણું ગુણ તેની માંહી પ્રધાન પણે છે,
ગુણાતીત એવો આત્મા ઠર્યો—કાયા૦ ૪

સરવેની માંહીને સર્વેથી ન્યારો છે,
જન્મ મરણુનોરે સંસે હર્યો--કાયા૦ ૫
સતચીત આનંદ સ્વરૂપ બતાવ્યું;
એ અલખ પુરૂષને પ્રેમે વરો--કાયા ૬
હરી ગુરૂ સંતનો ભાવ ભરૂસો,
ભવ જલ ડુબતો મુને બહાર કર્યો--કાયા૦ ૭
**ચુનીલાલ** મહેતા ગુરૂજીને વંદે,
નામને આધારે હું તો ભવથી તર્યો--કાયા૦ ૮

---

(૯)

રાગ ઉપરનો

નવ કરીએરે નેડો નવ કરીએ,
નર નુગરા સંગાથે નેડો નવ કરીએ--ટેક
પાપી પાખંડીને વચનના જુઠા છે,
તેને દેખીને પગ પાછા ભરીએરે--નર. ૧
ચોરી જારીને કરે ચાડીરે ચુગલીને,
એવાને પુઠ દેઈ દેઇ ફરીએરે--નર. ૨
આપ બુડે છે ને બીજાને બોળે એ,
તેની વાતો તો દીલ નવ ધરીએરે--નર. ૩
અવળા એ ચાલીને બીજાને ભુલાવે છે,
એવાની સોબતમાં કહો કેમ ઠરીએરે--નર. ૪

સતગુરૂ સાચાને પાળો તેની વાચા તો,
નામ નાવથી ભવજળ તરીએ રે—નર. ૫
**ચુનીલાલ** મહેતાનીજ મનનેરે કહે છે કે,
સરવે મુકીને હરી વર વરીએરે—નર. ૬

---

(૧૦)

### રાગ ઉપરનો

ભજન ગમેરે તારૂં ભજન ગમે,
સીતાપતી રામ તારૂં ભજન ગમે-ટેક.
કુડરે કપટની કીરીયાઓ ત્યાગી,
સંત સંગતમાં મનવો રમે-સીતાપતી૦ ૧
સતગુરૂ ચરણ કમળનીરે સેવા,
ત્રીવીધી તાપ મારા તરત સમે-સીતાપતી૦ ૨
હરીગુરૂ ભાવ ભરોંસોરે ભારે,
પંચ વીષય તેને નવરે દમે-સીતાપતી૦ ૩
સતગુરૂ સાહેબ નામ નીરખ્યું ત્યારે,
જ્યારે જોવું ત્યાં રામ રમે-સીતાપતી૦ ૪
હરીથી વીમુખ તેનો હાથ કોણ ઝાલે,
ગુરૂ વીના નુગરો ભવોભવમાં ભમે-સીતાપતી૦ ૫
**ચુનીલાલ** મહેતા સંતગુરૂજીને ચરણે,
જનમ મરણનું દુઃખ નુગરો ખમે-સીતાપતી૦ ૬

(૧૧)

**મેલીને હાલ્યો વણઝારો સુંદીર કાયા મેલીને હાલ્યો**
**વણઝારો—એ રાગ**

ભજી લેને ગીરીવર ધારીરે,
સુભાગી મનવા, ભજીલેને ગીરીવર ધારીરે હોજી—ટેક
ગર્ભ સમે ગભરાયોરે ત્યારે,
તેં હરીથી લગાવીતી તારીરે હોજી.
આરે સંકટથી બહાર જો કાઢો તો,
નવ વીસારૂં મોરારીરે—સુભાગી મનવા૦ ૧
બહાર આવ્યો ત્યારે ભાનજ ભુલ્યોને,
હું આં હું આં પોકારીરે હોજી.
બાળપણું તેં રમતાં ખોયુંને,
જોયું ના મન વીચારી—સુભાગી મનવા૦ ૨
આવી જુવાની ને થઇ છે દીવાની,
પોકારે નારી નારીરે હોજી.
વૃદ્ધ થયો ત્યારે કાયારે કંપે તો,
ઉમર એળે ગઈ તારી—સુભાગી મનવા૦ ૩
હરીના ભજન વીના કોઇ તરે નહી,
ભજન કરો નર નારીરે હોજી.
**ચુનીલાલ** મહેતા કહે ગુરૂ પરતાપે,
માનો શીખામણુ મારી—સુભાગી મનવા૦ ૪

---

(૧૨)

રાગ ઉપરનો.

અવીચળ વાણી તમારીરે સતગુરૂ દેવા,

અવીચળ વાણી તમારીરે હોજી—ટેક

હુને મારૂ એ મનથી ત્યાગ્યુંને,

સઘળી છે કુદરત તારીરે હોજી

આશાને તૃષ્ણા ઊર્મી ઉડાવી તો,

નરખી નીરવરતી નારી--સત. ૧

ચાર વેદનો ભેદ બતાવ્યોને,

ખોલી પંદરમી બારીરે હોજી

આવા ગવનની આંટીરે છુટીને,

પરખ્યા પ્રાણ આધારી--સત. ૨

ચાર અવસ્થાને ચારજ દેહી,

ચાર વાણીથી ન્યારીરે હોજી

બાવન બાહેર પોતે બીરાજે,

નરખ્યા છે હીતકારી--સત. ૩

ત્રીવીધી તાપથી તપત બુજાવીને,

થઈ શાન્તી સુખકારી રે હોજી

એકી નજરે આપને નીહાળું તો,

સ્વરૂપની બલીહારી—સત. ૪

સતગુરૂ સ્વામી અંતરજામીને,

પામી પદારથ ચારી રે હોજી,

**ચુનીલાલ** મહેતા ડાકોરવાળા,

કહે છે પોકારી પોકારી--સત. ૫

## (૧૩)
## રાગ ભરથરીનો.

સતગુરૂ જે ગયો, થયું પુરણુ કામજી;
ત્રીવીધી તાપ ટળી ગયા, મન પામ્યું વીસરામજી—સત. ૧
આવા ગવનનીરે આપદા, કટે કરમની જાળજી;
એક સતાંતર આતમા, દીસે બ્રહ્માકારજી—સત. ૨
હરીગુરૂ સંત એક જાણીએ, જગમાં તારણુ હારજી;
તનમન અર્પેથી થાય છે, બુડતાં ભવજલ પારજી—સત. ૩
ભાવ ભરોંસો છે ભકતને, ટળી ગઈ બીજીરે આસજી;
વેદ વચન પરમાણુ છે, પ્રગટે પ્રેમ પ્રકાશજી—સત. ૪
ખોળે તે ખોવાઈ જશે, લુણુ ઉદક સમાયજી;
સતનામમાં મન જઈ મળ્યું, **ચુનીલાલ** જસ ગાયજી—સત. ૫

## (૧૪)
## રાગ ભરથરીનો.

અવસર આવ્યો આનંદનો, ભજીલો સરજન હારજી;
મુનસા દેહ મોંઘા મુલનો, તેનો કરીલો વીચારજી –અવસર. ૧
લક્ષ ચોરાશીમાં રડવડે, ગોથાં ખાય છે અપારજી;
સતગુરૂ સેવે તો સુખ થશે, આવે પંથનો પારજી–અવસર. ૨
પશુ પક્ષી કે જલચર જુવો, તેથી ભજન ના થાયજી;
મનુષ્ય થયો ને સમજે નહીં, પશુ કહીએ કહેવાયજી–અવસર. ૩
ડાહ્યો કહે સૌ દેશમાં, ભણુતર ભણ્યો તું અપારજી;
સાહાર વસ્તુ સુઝી નહીં, તેથી કહીએ ગમારજી–અવસર. ૪

વેદ શાસ્ત્ર પ્રમાણુ છે, ભજન સરવથી શ્રેષ્ટજી;
રંગ ના લાગ્યો પ્રભુ નામનો, તે તો નેષ્ટથી નેષ્ટજી–અવસર. ૫
નારાયણુ નામને ઓળખે, તો તો થાય નીચાલજી;
હરીગુરૂ સંત પ્રતાપથી, સત્ય કહે **ચુનીલાલજી**–અવસર. ૬

---

## (૧૫)
### રાગ ઉપરનો.

હરીગુરૂ સંતને સેવીએ, તજી તનડાની આસજી;
મનુસા જનમ ફરી નહીં મળે, પ્રેમ કરો પરકાસજી–હરી. ટેક ૧
ધ્રુવજીએ બાલા વેશમાં, લીધો ગુરૂ ઉપદેશજી;
મધુવનમાં તપસ્યા કરી, લીધો અવીચળ દેશજી––હરી. ૨
મોરૂધ્વજે સંત સેવીઆ, અરપણુ કીધું છે તનજી;
અડધું અંગ વહેરાવીયું, દીધું તરત દરશનજી––હરી. ૩
જનક વીદેહી જગમાં જુવો, હું બલીહારી એ વૈરાગજી;
રાજ્યકર્યું વીદેહી વટે, કરવો એવો રે ત્યાગજી––હરી. ૪
શેઠ સગાળશા વાણીઓ, કીધી સંતાંની સેવજી;
તનરે તજો સંત કારણે, ભક્તી કીધી અશ્વમેવજી—હરી. ૫
પરમારથ પાકું રત્ન છે; સમજે સતગુરૂની સાનજી;
ભાવ ભરોંસે પ્રેમ પ્રગટે, તજે તન અભીમાનજી—હરી. ૬
સત્ય શીખામણુ માનસે, સમજે નારાયણુ નામજી;
**ચુનીલાલ** મહેતા એમ બોલીયા, રહેવું ડાકોર ગામજી–હરી. ૭

---

## (૧૬)

### રાગ ઉપરનો.

ભક્તી કરોરે ભગવાનની, તજી મમતાને માનજી;
હું ને મારૂં તેતો પરહરો, તજો જાતી અભીમાનજી—ભક્તી ટેક ૧
કાચી કાયાનો ગર્વ શું કરો, દેહી ધુળ સમાનજી;
સતને મારગે ચાલવું, ગાવું ગોવીંદનું ગાનજી—ભક્તી ૨
હરતાં ફરતાં ને સુતાં સેજમાં, ગોવીંદ ગોવીંદ ગાવજી;
ધંધો કરોને ધ્યાન રામમાં, જીતો સતનો એ દાવજી—ભક્તી ૩
હુંપદથી હારી જાશો, મનુસા જેવું રતનજી;
લાભ સવાયો જેમાં મળે, એવું કરવું જતનજી—ભકતી ૪
ભક્તીથી પ્રભુ પરસન થશે, એવી સનાતનની રીતજી;
માટે ભકતી સરવે આદરો, કરી પુરણ પ્રીતજી—ભકતી ૫
ભકતીને વશ છે રે ભુધરો, વેદ વચન પ્રમાણજી;
**ચુનીલાલ** મહેતા બોલીયા, ઓળખી લેવું એધાણજી—ભકતી ૬

---

## (૧૭)

સુખડાની માયા લાગીરે મોહન તારા—એ રાગ.

સત સંગ કરો ભાઇરે, અવસર આવ્યો—ટેક.
સતસંગ કરશો જ્યારે, અંતે સુખ મળશે ત્યારે;
કહું શું હું વારે વારેરે—અવસર આવ્યો ૧
સતસંગ સૌથી સારો સુધ્ય લક્ષ એજ મારો;
એમાં મત મળશે તારોરે—અવસર ૨

મુનસા દેહી મોંઘી જાણો, સોમે કોઈ સમજે શાણો;
કોણ રંક કોણ રાણોરે—અવસર ૩
કાચી કાયા પડી જાશે, પછીથી પસ્તાવો થાશે;
હાથે આવી બાજી જાશેરે—અવસર ૪
માટે સરવે સજ થાવો, ગોવીંદના ગુણ ગાવો;
મુનસાનો લોને લાહાવોરે—અવસર ૫
**ચુનીલાલ** મહેતા કહે છે, ડાકોરમાં વાસો રહે છે;
સમજુને શીખામણ દે છે રે—અવસર—૬

---

(૧૮)

વારે ધા વીઠલા વહેલોરે—એ રાગ.

ગુરૂજીને પાયે હું લાગુરે, ભકતી રામ નામની માગુરે—ટેક
ધ્રુવ પ્રહલાદ ને અમરીશ રાજા, પીપો અને રોહીદાસ;
મીરાં સવરી કરમાબાઈ, પુરી તેની આશ,
સુતો મોહ નિંદ્રાથી જાગુંરે ભકતી—૧
ગોપીચંદન ભરથરી જેવા પામ્યા અવીચળ ધામ;
વીભીષણની ભકિત જાણી શરણે રાખ્યો રામ
અનુભવી વેણુજ વાગ્યું રે ભકિત રામ—૨
ધના ભગતની ખેતી સુધારી, દ્રૌપદીની રાખી લાજ;
નરસિંહ મહેતાની હુંડી સ્વીકારી કીધાં કોટીક કાજ.
વીષય પાંચ મનથી ત્યાગુરે ભકિત રામ—૩

નામદેવનું છાપરૂં છાયું તાર્યો સજનો કસાઈ;
શેઠ શગાળશાએ સાધુ સેવ્યા કીધી સાચી કમાઈ.
મન **ચુનીલાલનું** લાગ્યું રે ભક્તિ રામ—૪

---

(૧૯)

રાગ ઉપરનો.

દરશન કાજ તલસે છે નારીરે, દરશન દો મંગળ કારીરે—ટેક.
જલ વીના જેમ મીનજ તલસે, ઘડી ના ન્યારૂં રહેવાય;
દરશન કાજે મનડું તલસે, આકુળ વ્યાકુળ થાય,
માટે શુધ્ય લેજો મારીરે દરશન—૧

બપૈયો જેમ સ્વાંતી બીંદુને ઇચ્છે મેઘને મોર;
સારંગ નાદની સાથે મોહ્યો, ચંદ્રને ઇચ્છે ચકોર.
અરજ દીલ દાસીની ધારીરે દરશન—૨

ટોળા વખુટી મૃગલીને જ્યમ, અંતર ચીંતા થાય;
આપ દરશનની આતુરતાથી, ઘડી ના રહેવાય.
લેજો ભવ સીંધુથી તારીરે દરશન—૩

દરશન આપી દુખડું કાપી, છાપી ભક્તની છાપ;
**ચુનીલાલ** મહેતાના ગુન્હા, કરજો સરવે માફ.
સેવક પોતાનો ધારીરે–દરશન–૪

---

(૨૦)

રાગ ઉપરનો.

જપુ મુખે રામનું નામરે અંતે તારે આવશે કામરે—ટેક.
ઉંઘરે અહારને મૈથન ભય એ ચારે પશુમાં હોય;
એથી અધીકું કામ શું બીજું શોધી કાઢો કોઇ.
ભકિત વીના બીજું નહી ઠામરે અંતે તારે આવશે કામરે—૧
પંચ વિષયને ખટરીપુ એ, જબરા જોરાવર જોધ;
શીલ સંતોષને દયા ધરમ એ મનને આપે બોધ.
તો તો વહારે ધાય છે રામરે—અંતે તારે—૨
સંત સંગતથી નીતી વીચારો મનુષ્યા દેહીનો ધર્મ;
ભજન કરો તો ભવદુઃખ ભાગે મટે મનનો ભર્મ.
પામો અવીચળ ધામ રે—અંતે તારે—૩
પ્રેમ લક્ષણા ભકિત ભાવે ગુરૂની સેવા થાય;
**ચુનીલાલ** મહેતા કહે છે એજ છે શ્રેષ્ટ ઉપાય.
નીરભે નીરખાય નામ રે—અંતે તારે—૪

---

(૨૧)

હરી મારે હૈયે રહેજો, પ્રભુ મારી પાસે રેહેજો
રખે દુર થાતા રામ તે દી નો વીસવાસ છે—એ રાગ.
હરી મારી વારે ચઢજો, પ્રભુ મારી સહાય કરજો.
તમારો આધાર રામ. મારે મન વીસવાસ છે.

સર્વે તારૂં નથી મારૂં બીજું તલભાર.

રામ મારે મન વીસવાસ છે—૧

ધાર્યું એવું જાણ્યું તેવું, તુજ છે ભરથાર.

રામ મારે મન વીસવાસ છે—૨

જ્યાં જોઉં ત્યાં તુને દેખું, કળા અપરમ પાર.

રામ મારે મન વીસવાસ છે—૩

નામ તણું નથી લેખું, પેખું પરાપાર.

રામ મારે મન વીસવાસ છે—૪

જડ ચેતન માંહી બોલો, બાવન અક્ષર બારો.

રામ મારે મન વીસવાસ છે—૫

ત્રવેણીના તીર ઉપર, ઝણણુ ઝલકારો.

રામ મારે મન વીસવાસ છે—૬

દાતા મેં તો નક્કી જાણ્યું, પ્રાણના આધાર

રામ મારે મન વીસવાસ છે—૭

**ચુનીલાલ** મહેતા કહે છે અંતે ધાજો વારે.

રામ મારે મન વીસવાસ છે—૮

---

(૨૨)

રાગ ઉપરનો

સતગુરૂને પાયે લાગું, માગું અવીચલ વાણી રામ-

તારો તે વીસવાસ છે

ભક્તી કરવા ભાવ મારો, તેને તો વધારો રામ-તારો તો ૧

દોષ હોય તે માફ કરજો સેવકને સુધારો રામ-તારો તો ૨

મોરૂધ્વજની સહાય કીધી, ગજને ઉગાર્યો રામ–તારો તો ૩
ગીધ સરખો ગરીબ તાર્યો, અજામેલ ઓધાર્યો રામ–તારો તો ૪
તાતી કઢા શીતળ કીધી, સુધન્વા તમારો રામ–તારો તો ૫
દ્રૌપદીની લાજ રાખી, દુશાશન હાર્યો રામ–તારો તો ૬
એવા ભકત અનેક તાર્યા, ગણુતા ના આવે પારો–તારો તો ૭
**ચુનીલાલ** મહેતા કહે છે, આજે મારો વારો રામ–તારો તો ૮

---

(૨૩)

અનડાં લેજોરે સંગાત––એ રાગ હેલારી હાવેરનો.

સત્ય નામ વીનારે કોઈ નવ તરે હેજી
ગુરૂજી કરો કોટી ઉપાય (૨)
ગુરૂ વિના જ્ઞાન ના ઉપજે હેજી
ગુરૂજી નુગરો ગોથાંરે ખાય––ટેક. ૧

જુઓ નામે અજામેલ ઓધર્યો––હેજી
ગુરૂજી હતો પાપી અપાર (૨)
તેણે નામ જપ્યુંરે અંતકાલમાં હેજી
તેથી થયો છે ઓધાર––(૨) નામ––૨

ધ્રુવજી જ્યારે બાલા વેશમાં હેજી
ગુરૂજી પામ્યા અવીચળ રાજ (૨)
પ્રહલાદ ભકત ઉગારીઓ હેજી
નામે થયું છે રે કાજ (૨)—નામ––૩

અકળ કળા છે રે નામમાં હેજી

ગુરૂજી પુરા ગુરૂથી પમાય (૨)

હરી ગુરૂ સંતને સેવતાં હેજી

ગુરૂજી નામ નીશ્ચેરે થાય—નામ—૪

ભાવ ભરોંસે ગુરૂ સેવીએ હેજી

ગુરૂજી સમજે નામનો ભેદ (૨)

જે વડે શાસ્ત્ર સર્વે થયા હેજી

ગુરૂજી થયાં ચારે રે વેદ—નામ—૫

સત્ય નામનો મહીમા અપાર છે હેજી

ગુરૂજી અનુભવ આવે જો હાથ (૨)

મહેતા **ચુનીલાલ** સ્થીર થયા હેજી

ગુરૂજી સત ગુરૂજીની સાથ (૨) નામ—૬

---

(૨૪)

## રાગ હેલારી.

વારૂ મારા વીરારે ના કરીએ સંગ નીચનો હેજી—એ રાગ.

સદગુરૂ વીનારે ભજન ગાએ શોખનારેજી;
તેનું કદી કબુલ ના કરે કીરતાર—સતગુરૂ. ૧

કાયા કશી કરે રે કાગળવત નીમથીરેજી;
કરે કદી અન્ન આહારનો ત્યાગ—સતગુરૂ. ૨

પુજા કરે નીત્ય રે સોળ ઉપચારથીરેજી;
ધુપદીપ નૈવેદ ધરે છે અપાર—સતગુરૂ. ૩

કોટી નાક લીધીરે પરકમા સહુ કરેરેજી;
દીયે દાન શીલવતને ધરનાર—સતગુરૂ, ૪
ગદ ગદ કંઠેરે હરીજશ ઓચરેરેજી;
તોયે નવ દરશન પામે લગાર—સતગુરૂ. ૫
સંશય નવ ભાગેરે ચોરાશી લાખનોરેજી;
મુવા પછી ક્યાંરે ધરીસું અવતાર—સતગુરૂ. ૬
કરે કર્મ કોઇરે ગુરૂ વીના મન મતેરે હોજી;
થાકે તરતાં બીના નાવે તરનાર—સતગુરૂ. ૭
**ચુનીલાલ** બેઠારે નામ નાવે ગુરૂ થકીરેજી;
ખેવટ થઇને ઉતારે રે ભવપાર—સતગુરૂ. ૮

---

(૨૫)

રાગ હેલારી—વારૂ મારા વીરારે—એ રાગ.

સમજણ સાચીરે ગુરૂજીના દેશનીરેજી,
પામે તે તો પલમાં થયો રે નીહાલ—સમજણ ટેક
અસત્ય ના બોલેરે હીંસા નવ કીજીએ રેજી,
દયા દ્રષ્ટી રાખજો આપ સમાન—સમજણ ૧
ચોરીને જારીરે કદી નવ કીજીએ રેજી,
પરધન દેખી મન નહી લલચાવ—સમજણ ૨
જીવ હીંસા મનથી રે, કદી નવ કીજીએ રેજી;
દારૂ તાડી માંસ ના ખાવો લગાર—સમજણ ૩

મન ક્રમ વચનેરે સંત સેવા કીજીએ રેજી,
આનંદ મંગળ વરતે તે આઠો રે પહોર—સમજણ ૪
નીરભે નાણું પામ્યો રે રામના નામનું રેજી,
સ્મરણ કરતાં પલમાંરે પામે પાર—સમજણ ૫
**ચુનીલાલ** મહેતારે કરજોડી બોલીયા રેજી,
અભે સુખ મળે ગુરૂને દરબાર—સમજણ ૬

---

(૨૬)

વારૂ મારા વીરારે—એ રાગ.

સમજ મન મારારે, કરીએ સેવા સંતની રેજી,
સંતને સેવે જનમ મરણ મટી જાય—સમજ. ટેક.
સંત જેણે સેવ્યારે ત્રણે લોક ઓળખ્યા રેજી,
ગદ્‌ગદ્‌ કંઠે ગોવીંદના ગુણ ગાય—સમજ. ૧
ભવ દુઃખ ભારેરે, જનમ મરણનું રેજી,
ભજન કરે રોગ સમુળોરે જાય—સમજ. ૨
કળીયુગ માંહીરે પાખંડી તો બહુ ફરે રેજી,
તીલક માળા પહેરે ને ભક્ત કહેવાય—સમજ. ૩
અવગુણી એવારે ખટપટ બહુ કરે રેજી,
સમજણ વીના સરવેની ભેળું રે ખાય—સમજ. ૪
આપ નવ સમજેરે બીજાને બુડાવતા રેજી,
એવા જન તે સહેજે નરકમાં જાય—સમજ. ૫

**ચુનીલાલ** મેહેતારે રહે ગુરૂ શરણુમાં રેજી,
આઠે પહોર ગુરૂ તણુા જશ ગાય—સમજ. ૬

(૨૭)

### રાગ હેલારી.

અને મારા વીરાજી હો લાલ ભક્તીને ભાવેરે સતગુરૂ સેવીએ હેજી
જેથી મટી જાય પુરવેનાં પાપ હો લાલ
અસત્યને આવરણુરે સરવે દુર ખસે હેજી,
નામ નીરખો પરાની પારે હો લાલ-ભક્તીને ભાવે રે—૧
અને મારા વીરાજી હોલાલ,ગંગાને જુમનાંરે ઘટમાંછેસરસ્વતીહેજી,
ગુરૂ વીના ના પામે પાર હો લાલ
તરવેણીને તીરે વાલા મારા બોલતા હેજી,
જેના શબ્દ છે અપરમપાર હો લાલ—ભક્તીને ભાવે રે—૨
અને મારા વીરાજી હો લાલ, ગુરૂ વીના ગોથાં
નુગરા નર તે તો ખાય છે હેજી,
નથી લાગતો ભકતીનો રંગ હો લાલ
એળે ને વેળેરે અવસર વહી ગયો હેજી
ચુકયો ગર્ભમાં બોલેલો બોલ હો લાલ—ભકતીને ૩
અને મારા વીરાજી હો લાલ અમરને ઇચ્છે છે મનુષ્યા દેહીને હેજી,
હરી ભજીને પામીએ પાર હો લાલ
સ્વર્ગનું સુખડુરે તેમને નવ ગમે હેજી
સેવે હરી ગુરૂ ભાવે **ચુનીલાલ** હો લાલ—ભકતીને. ૪

(૨૮)

## રાગ હેલારી.

અને મારા વીરાજી હો લાલ, પરથમને પુજું રે હરી ગુરૂ
ભાવથી હેજી.

માગુ પ્રેમ ભકતીનો વર આપો હો લાલ
ભીતરના ભડકારે, સતગુરૂ હોલવો હેજી
વરસે વચન અમીરસ ધારા હો લાલ
અમૃતનું બીંદુરે સતસંગ સુખનું હેજી. ટેક ૧

અને મારા વીરાજી હો લાલ, સંસારને સાગર રે
મોહ જળથી ભર્યો હેજી.

તેમાં તમો તારો તો તરાય હો લાલ
કામને ક્રોધરે લોભની તો આડ છે રેજી
આપ કૃપાથી તેને જીતાય હો લાલ—અમૃતનું ૨

અને મારા વીરાજી હો લાલ, નામને નાવે રે સતગુરૂ તારશે હેજી,
સેવા સમરણ ભાવેથી થાયે હો લાલ
તનમન ધન તે ગુરૂ ઉપર વારીએ હેજી
ગુરૂ કૃપાએ મોક્ષ પમાય હો લાલ—અમૃતનું. ૩

અને મારા વીરાજી હો લાલ, ગંગાને જમુનાજી ગુરૂજીના
ચરણમાં હેજી,

પ્રેમી પુરૂષ તેમાં નહાય હો લાલ
નુગરાને સાકુટ તે દેખી દેખી નાસતા હેજી
દાસ **ચુનીલાલ** હરી જશ ગાય હો લાલ—અમૃતનું. ૪

---

(૨૯)

## ભાથીજીની હાવર.

આતરસુંબાની ફોજો આવીઓ રેજી—
તારૂં ઘેરી લીધું ફાગવેલ ગામ બાવા.
ધોરી ધજાઓ ભાથી દેવની રેજી—ટેક
ઉત્તર દક્ષીણુ પીરની સેરીઓ રેજી
ત્યાં તો રોઢીયા કસુંબા ઘોળાય બાવા—ધોળી ધજાઓ ૧
નથી છુટયાંરે હાથે મીઢળાં રેજી
નથી ઉતર્યા પાનેતરના રંગ બાવા—ધોળી ૨
ઢાલ બાંધોને ભાથી ઢળકતી રેજી
ખાંડા ઝાલોને જમણે હાથ—બાવા—ધોળી ૩
કલંકી ઘોડે ભાથી સ્વાર થયા રેજી
એ તો ચઢયા દુઃખીઆરાંની વાર બાવા—ધોળી ૪
શીશ પડે રે જેનાં, ધડ લડે રેજી
ભાથી રણુમાં કરે છે રણુતુર બાવા—ધોળી ૫
ઉંચા આંબારે ભાથી આંબળા રેજી
ત્યાં તો ડસીઆ ઉતારેલા નાગ બાવા—ધોળી ધજાઓ ૬
ગોર **નાથાભાઈ**ની વીનતી રેજી
તારાં ભકતાંની લેજે સંભાળ બાવા—
ધોળી ધજાઓ ભાથી દેવની રેજી. ૭

---

(૩૦)

રહેના સતગુરૂ કે રે હુજુર—રાગ.

મેરે મન વસી રહયા સતગુરૂ દેવ
ઉનકી કરૂં મેં સેવ, મેરે મન વસી રહયા સતગુરૂ દેવ—ટેક
બાહાર ગુરૂ હે ભીતર ગુરૂ હે જ્યાં દેખું ત્યાં એહ
જડ ચેતન પાહાડ પાણીમાં જેને આધારે આ દેહ
મેરે મન વસી—૧

સરવાતીતને સરવેના સાક્ષી, નીર ગુણ સીર ગુણ જાણું
પરાપારને અક્ષરા અતીતે તે, સતગુરૂને પરમાણું
મેરે મન વસી—૨

આવે જાય નહી, મરે ના જન્મે, વીદેહી છે દેહવાન
મને પોતાનો સેવક જાણી, ભાવે ભેટયા ભગવાન
મેરે મન વસી—૩

ઉત્તર દક્ષીણ પુર્વ પશ્ચીમ, જ્યાં દેખું ત્યાં હાલ
મુજમાં એ છે, એમાં હું છું, ગાવે છે **ચુનીલાલ**
મેરે મન વશી રહયા સતગુરૂ દેવ—૪

---

(૩૧)

રાગ ઉપરનો

સતગુરૂ ચરણ કમળનો દાસ—
સતનામ તણો વીસવાસ—સતગુરૂ ચરણ—ટેક
મન કૃમ વચને ગુરૂને વંદુ—સતગુરૂ સમરણ સાર

આ તન ભીતર આતમ દરસ્યો પરખો પરાની પાર—
સતગુરૂ ચરણ ૧

સ્થુળ સુક્ષમ કારણ દેહી, મહાકારણ કહેવાય
જાગૃત સ્વપ્ન શસોપતી તુરીયા સાક્ષીવત સમજાય—
સતગુરૂ ચરણ કમળનો દાસ ૨

તનમનનો મેં કર્યો નરવેડો સરવેથી સુખરૂપ
જ્ઞાન વીજ્ઞાનના દાતા જાણી હું તો બન્યો તદરૂપ—સતગુરૂ ૩

ડાકોર ગામમાં વાસ છે મારો પીતાશ્રી મગનલાલ,
ત્રીવાડી મેવાડા બ્રાહ્મણ કહે છે **ચુનીલાલ**—
સતગુરૂ ચરણ કમળનો દાસ ૪

---

(૩૧)

રાગ આશાવરી

દેશ રહ્યો બહુ દુર ઓ ભમરા દેશ રહ્યો બહુ દુર
ઉડી જા સમજીને ઉર—ઓ ભમરા દેશ રહ્યો બહુ દુર—૧

વન ઉપવન વાડી બાગ બગીચે
ભાઈ ભમ્યો ભરપુર—ઓ ભમરા ૨

બસ કર મધુકર રસ કસ લેવો હવે
ચુસી બન્યો ચકચુર—ઓ ભમરા ૩

હાથે કરી શાણા બનતો તું કાં હાવે
નીજ રસથી હાં, નીઠુર—ઓ ભમરા ૪

પાંખો પસારી, પડયો પુષ્પ, પરાગે
ઘેલો બન્યો ઘેલો તુર—ઓ ભમરા ૫

ચેતી લે ચેતી લે, પુષ્પ પરોણા હવે
નથી થયું હજું તો અસુર—ઓ ભમરા ૬
ઉડી જા પોહોચી જા પંથી મુસાફર
અમી રસ હરીની હજુર—ઓ ભમરા ૭
દાસ **ચુનીલાલ** કરગરી કહે છે
પીધે અમર હોવે જરૂર—ઓ ભમરા દેશ
રહયો બહુ દુર—૮

(૩૩)

દેખ્યા નહી કચ્છું સાર જગતમાં—એ રાગ.

ગુરૂ વીના ગમ નહી પડે, મુરખ નર ગુરૂ વીના ગમ નહી પડે–ટેક
સદગુરૂ વીના સાર જડે નહી, અનંત જન્મ આથડે
ગુરૂ મળે તો જ્ઞાન બતાવે, મુકતીનો મારગ જડે. મુરખ–૧
દેખા દેખી સાધન સાધે, મનને મતે રડવડે
ભવ ભ્રાંન્તી એથી ના ભાગે, ઘેન મોહનું જડે. મુરખ–૨
ભજન કરે પણ ભેદ ના જાણે, મીથ્યા મુરખા લડે
કેહેણી કથે પણ રેણી નાહી, ખાલી ઘડો ખડખડે. મુરખ–૩
બહુ કુતરાઓ ટોળે મળીને, ભૂ ભૂ કરીને રડે
એના રડયાથી દયા ન ઉપજે, ઉલટાં થાયે હડે. મુરખ–૪
પાખંડ ભક્તીએ પ્રભુ ના રીઝે, ઉંડા ખાડમાં સડે
સાચા સદગુરૂ જેને મળીઆ, તે જ્ઞાન ખડગ લઈ લડે. મુરખ–૫
સદગુરૂ સેવે સુલભ થાશે, ભજન કરતાં આવડે
નીજ નામ નીશ્ચે કરી નીરખે, સુન્ય સીખર પર ચડે. મુરખ–૬

સુગરા નર સંતોષી સાચા, જેને તૃષ્ણા તાપ ના અડે
જળ કમળવત જગમાં વરતે, સતમાં સુરતા જડે. મુરખ-૭
અનુભવ આવે સદ્દગુરૂ સાને, તે પાછો ના પડે
દાસ **ચુનીલાલ** ભાવ પરતાપે, નામ નોબત ગરબડે મુરખ-૮

---

(૩૪)

રાગ ઉપરનો

જેને પડી ટેવ નવ ટળે, મુરખ નર તેવું તે તો કરે-ટેક
શ્વાન જનાવર નાનું સરખું, પૂછડી વાંકી વળે,
અંગે આભૂષણ નથી પલળતાં, પણ પગ ઉંચો કરે—મુરખ ૧
બળદીઆને બાંધી રાખો, ગોતર ગમાંણે ભરે,
ખોળ તેલનો ખોરાક આપો પણ, ઓખર જઈને કરે—મુરખ ૨
કોયલ કાગડો એક રંગ સરખો, કાગ તે કાકા કરે,
અમૃત આહાર તે આગળ મુકો પણ, નરક તે નજરે ધરે-મુરખ ૩
ચાડી ચુગલી લંપટ વેડા, જગમાં ઝાઝા કરે,
વીના દામના બની વઈતરા, નીંદા કરતા ફરે—મુરખ ૪
બીલાડીને બાંધી રાખો, સ્વાદીષ્ટ ભોજન ધરે,
આખું ઘર સોંપી દેશો પણ, સાત ઘર તે ફરે—મુરખ ૫
સાચી સમજણ સંત જનોની, તેને ઉર ના ધરે,
જન નથી પણ ખર સમજવો, ભવમાં ભટકાઈ મરે—મુરખ ૬
પરને પીડા થાય નહી જો, મનની કુટેવ ટરે,
સાચા સતગુરૂ સેજે મળે તો, સરવે દુખડાં હરે—મુરખ ૭

ટેવને ટાળે મનને વાળે, ભાવ ભકતી જે ધરે,
**ચુનીલાલ** કહે છે ટેવ ટળે તો, માલીક તેના ફરે—
મુરખ નર તેવું તે તો કરે. ૮

---

(૩૫)

રાગ ઉપરનો.

સબ મતલબકે યાર, જગતમાં સબ મતલબકે યાર
માતા પીતા ભ્રાતા ભગની, સુતા અને નીજ નાર–જગતમાં–ટેક
સ્વજન કુટુંબી મીત્ર પ્રાણ પ્રીય, દાસ દાસી પરીવાર
રાજા પ્રજા ગરીબ તવંગર, પંડીત અને ગમાર—જગતમાં ૧
સ્વાર્થ સાધવા સર્વે તતપર, અંતર ભર્યો વીકાર
મન મતેથી હીંડે મહાલતા, કરે અતી અનાચાર—જગતમાં ૨
જોગી ભોગી અને વેરાગી, ચોર અને શાહુકાર
મતલબમાં મસગુલ રહે છે, સમજે ના સાર અસાર—જગમાં ૩
પતિવૃતા ને કુલટા નારી, વર્ણાશ્રમ સુભચાર
આશા પાસમાં બંધાચેલા, દેવ દાનવ સંસાર—જગતમાં ૪
સ્વાર્થ વીના સંબંધ ના થાયે, અંતર કરો વીચાર
દાન માન ને ખાંન પાંન સૌ, કરેના કોઈ ઉપગાર—જગતમાં ૫
જે જે કરે તે સ્વાર્થ સાધવા, એ સબ મનકી લાર
નીસ્વાર્થ કોઈ હરીકે પ્યારે, જીનકો સુદ્ધ વીચાર—જગતમાં ૬
જીનકો પર ઉપકાર સદા પ્રીય, તે પર જાઉં બલીહાર
સદગુરૂ સંત પરમ ઉપકારી, વંદુ વારંવાર—જગતમાં ૭

માટે શાણાને શીખામણ, સેવો વીવેક વીચાર
કહે **ચુનીલાલ** સદગુરૂ મળે તો સમજાશે સતસાર—જગતમાં ૮

---

(૩૬)

મનતું સીદને કલ્પના કરે કૃષ્ણને કરવું હોય તે કરે—એ રાગ.

જગતમાં ઢોંગી ગુરૂ થઈ ફરે, કે સંસય સેવકના શું હરે-ટેક.
ધર્મ તણી તો વાત ના જાંણે નીંદાથી ના ડરે
કલ્પીત વાતો કહી સમજાવે, કહોને કેમ કરી તરે—જગતમાં ૧
ધન હરવાને ઢોલ બજાવે, કપટ ચતુરાઈ કરે
જળ પાથરે જુગતી કેરી, પેટ પોતાનું ભરે—જગત ૨
ભોળા જનને એ ભરમાવે, મીઠી વાતો કરે
સત્ય સાર સમજાવે નહી ને, મત તાંણીને મરે—જગત ૩
વાડા વાળી કરે વડ વાડયો, ભવસાગર કેમ તરે
પ્રભુ પંથને પડતો મુકી, અન્ય ઉપાસના કરે—જગત ૪
ગુનેગાર ગોવીંદનો થઇને, ફંદમાં ફુલાઇ ફરે
જ્ઞાન ઘમંડી ગાલ બજાવે, એથી અરથ ના સરે—જગત ૫
માટે શાણા સમજી લેસો, તો સેજે કારજ સરે
ભાવ ભજનમાં રહે **ચુનીલાલ**
સદગુરૂ સાચા વરે—જગતમાં ઢોંગી ૬

---

## (૩૭)

## રાગ ધીરાના પદનો.

વહેમે હદ્દ વાળી રે, વાતે સરવે વાહયા
સમજણુ વીના સાકુટરે, કર્યા લોકે કાહયા–ટેક

સાખી–એક જાદુગર એવો આવ્યો, ઉરાડીઆ નવ તાડ
ખરી કરામત ખત્રી કેરી, ભોંયમાં ઉતારે ઝાડ

ચાલ–માને ગપ માનવરે, જુઠા માને જગરાયા—વહેમે ૧

સાખી–સાદ્ધી સીકોતર, મેલડી મોટી દીકરા આપે અપાર
એવું સમજીને ધક્કા ખાધા, તોય ના આવ્યો પાર

ચાલ–પામર નવ પીછાણે રે, મોટી હરીની માયા—વહેમે ૨

સાખી–ભુવા માત્ર ભીખ માગે, એતો માતાજીની મેહેર
વાઘરી સરવે વાડીઓ વાવે, એઠું ખાય ઘેરે ઘેર

ચાલ–એવું જુવે નરનારીરે, તોય ગોવીંદ નવ ગાયા—વહેમે ૩

સાખી–કોણે કહ્યું ને કોણે સાંભળ્યું, જોતો નથી એની જાઇ
સોયના નાકામાં ગજરાજ નીકળ્યો, પુછડુ રહ્યું અટકાઈ

ચાલ–વાત નહી વીચારે રે, વેહેતા સાથે જાય વહેતા—વહેમે ૪

સાખી–સદ્દગુરૂ સેવો તો જ્ઞાન બતાવે ખોલે બ્રહ્મ કપાટ
એ, વીના તો પાર ના આવે મટે ના જમ ઝપાટ

ચાલ–દાસ **ચુનીલાલ** કહે છેરે, ગુરૂ વીના જાશો વાહયા–વહેમે ૫

---

(૩૮)

### મારા રામ ગયા વનવાસરે—એ રાગ.

મારા સાચા સગા છોં ગુરૂરાયરે, અરજી મારી ઉરમાં ધરો—ટેક
આપ વીનારે મારે નથી કંઇ આસરોરે (૨)
બીજે નથી, ઠરવાનું ઠામરે—અરજી૦ ૧
મીન નીરને આધારે રહે છે રે (૨)
જેમ ચકોરને ચંદ્ર સું કામરે—અરજી૦
લગની લાગી છે મને લટકાળા આપની રે (૨)
સામા પધારો મારા શ્યામરે—અરજી૦ ૩
મન મંદીરીઆમાં મોહન મહાલોરે (૨)
ત્યારે પામું વીસરામરે—અરજી૦ ૪
ભાવ સ્વામી મારી ભાવટ ભાગજોરે (૨)
કરજો સેવકની સ્હાયરે—અરજી૦ ૫
અપરાધો મારા ઉરે નવ લાવશોરે (૨)
**ચુનીલાલ** વંદે ગુરૂના પાયરે—
અરજી મારી ઉરમાં ધરો ૬

---

(૩૯)

### રાગ ઉપરનો

મારા ઉરમાં વસ્યા છે ગુરૂ ભાવ રે
ભવમાં નહી આવું ફરી—ટેક—
ગુરૂજી વીનારે મારે, બીજું સૌ બાહલું રે
આઠે પહોરે રટું નામરે—ભવમાં નહી આવું ફરી ૧

ભાવ વીનાની જે ભક્તી કરાય છે રે
તે તો ના આવે મારે કામ રે—ભવમાં નહી આવું ફરી ૨
જ્યાંરે જોઉં ત્યાં મારો ભાવ બીરાજે રે
એ વીના ઠાલો નહી ઠામ રે— ભવમાં નહી આવું ફરી ૩
જન્મ મરણુની મારી જોખમ ટાળી રે
મટી ગઇ તૃષ્ણા તમામ રે— ભવમાં નહી આવું ફરી ૪
ભાવ સ્વામી વીના બીજું ના ભાવે રે
એ છે ઠરવાનું મારે ઠામ રે—ભવમાં નહી આવું ફરી ૫
દાસ **ચુનીલાલે** દીલડામાં દરસ્યા રે
અરસપરસ આઠો જામ રે—ભવમાં નહી આવું ફરી ૬

---

(૪૦)

સૈયાં દેજોરે દેદાર, સાહેબ દેજોરે દેદાર—એ રાગ.

દીજો દીલમાં દેદાર, (૨) વીનારે દરસન બની બાવરી હેજી-ટેક
હાંરે વાડીરે ભેલાડી છે વાંદરે હેજી, ખીલ્યાં ફુલડાં કરમાય (૨)
તેનીરે ચીંતા છેરે મુજને હેજી, ભાવ કરો
મારી સહાય—વીનારે ૧
અધમ ઓધારણ ઓળખ્યા હેજી, શાસ્ત્ર પુરે છે સાખ (૨)
ભેખની ટેક નીભાવજો હેજી, લજ્યા રાખીને રાખ—વીનારે ૨
ભાવ ભરાંસે છું તાહ્ય રે હેજી; બાંના બીરદ સંભાળ (૨)
દેદાર દરસન આપજો હેજી, દુઃખ વીયોગનું ટાળ—વીનારે ૩
ગદગદ કંઠેરે વીનવું હેજી, સુણજો ગરીબ નીવાજ (૨)

વીનારે વીલંબે આવજો હેજી, નહી તો જાશે
તારી લાજ—વીનારે ૪
વાટડી જોતી રે વાલમા હેજી, દેજો દરસન દાન (૨)
મનરે મંદીર માંહેથી મળો હેજી, ગાવું તારાં
ગુણુગાન—વીનારે ૫
દયા રે કરીને મુજ રંકને હેજી, જાણી પોતાનો બાળ (૨)
દીન **ચુનીલાલ**ની વીનતી હેજી, ભાવ સામુ રે ભાળ
વીનારે દરસન બની બાવરી હેજી ૬

---

(૪૧)

રાગ ઉપરનો.

માર્યા શબદોના બાંણુ (૨)
શબદને બાંણે હ્રદય વીંધીયું હેજી, —ટેક
હાંરે તીર તાકીને છોડીયું હેજી, વાગ્યું મને મનડાની માંય (૨)
મુર્છારે આવી છે મનને હેજી, ભુલ્યો સંસાર ત્યાંય (૨)
શબદને—૧
છુટી ગઈરે મન કલ્પના હેજી, થયો પીંડમાં પ્રકાશ (૨)
હું ને મારૂંરે મટી ગયું હેજી, સ્વામી સર્વ રે વાસ (૨)
શબદને—૨
સુરતી ચાલીરે સીધે મારગે હેજી, સુન્ય શીખરની માંહી (૨)
સત નામે સ્થીરતા થઈ હેજી, બીજો દીસે નાંહી (૨)
શબદને—૩

લુણ પુતળી સાગરમાં મળી હેજી, સરીતા સીંધુમાં સમાય (૨)
મન મહાપદમાં ગળી ગયું હેજી, જ્યોતે જ્યોત મીલાય (૨)
શબ્દને—૪

ભાવ સ્વામીની દયા થઈ હેજી, ભેટયા ગુરૂ ભગવાન (૨)
ચીન્તા **ચુનીલાલની** મટી હેજી, દીધું અભય વરદાન (૨)
શબ્દને બાંણે હૃદય વીંધીયું હેજી—૫

---

(૪૨)

રાગ ઉપરનો.

હંસા કાયાની ગાડીરે, આતો કારમી હેજી
ગાડી અનગડ કહેવાય, (૨) ગાડીનો કારીગર ન્યારો વસે હેજી
બાવન બારોરે પરખાય (૨)
ગાડીરે ચલાવી અનુભવ દેસમાં હેજી—ટેક.
હંસા નવરે નાડો ધોરી નદીઓ હેજી, તેમાં ત્રણ શ્રેષ્ટ ગણાય (૨)
ઇંગલા પીંગલા ને સુખમણા હેજી
તેના પુલરે બંધાય, (૨) ગાડીરે ચલાવી૦ ૧
હંસા શાનની સડકો ચોડીયો હેજી
સુરતા નુરતા બે તાર (૨) શ્વાસાના સલેપાટ પાથર્યા હેજી
સુન્ય સીખર મોઝાર, (૨) ગાડીરે ચલાવી૦ ૨
હંસા ખટચક્ર સ્ટેશન રચ્યાં હેજી
તાર માસ્તર તેણે ઠામ (૨) નવ દ્વારે નવ બંગલી બની હેજી
દસમો સાહેબનો મુકામ (૨) ગાડીરે ચલાવી૦ ૩

હંસા કર્મ ઈંદ્રીયો, પોટર બની હેજી
જ્ઞાન ઈંદ્રીયો સીપાઈ (૨) ચેતન નાયક ચોકી કરે હેજી
સતના સાંધા મેલાય (૨) ગાડીરે ચલાવી૦ ૪

હંસા અદલ શબ્દ ઘંટ વાગીયો હેજી
જ્ઞાન ટીકીટ થાય (૨) સદગુરૂ ટીકીટ આપતા હેજી
ગાફલ હોય તે અથડાય (૨) ગાડીરે ચલાવી૦ ૫

હંસા મનરે ડ્રાઇવર ગાડી હાંકતા હેજી
બુદ્ધી ગાર્ડ લે તપાસ (૨) પ્રેમના પીસવા પલ વાગતા હેજી
નેક નેજા ઉડે રે આકાશ (૨) ગાડીરે ચલાવી૦ ૬

હંસા જીવ શીવ વેહેપારી ગાડીએ ઉતર્યા હેજી
કહું તેનો વેપાર (૨) પરવરતી વરી જીવરાજેને હેજી
જન્મ મરણ વારંવાર (૨) ગાડીરે ચલાવી૦ ૭

હંસા શીવરાજે સત સંગ ઓરીયો હેજી
પરણ્યા નીરવરતી નાર (૨) સતીને સંગે સત લોક ચાલીયા હેજી
અમરાપુરની મોજાર (૨) ગાડીરે ચલાવી૦ ૮

હંસા પાણીરે પવનનું ઈંજીન બન્યું હેજી
અન્નના કોયલા પુરાય (૨) ડબે ડબે દીવા બળે હેજી
જળ હળ જયોતો જણાય (૨) ગાડીરે ચલાવી૦ ૯

હંસા ચૈતન્ય પુરૂષ આદેશ આવીઆ હેજી
સત સાહેબનો પરકાશ (૨) મુનષાદેહીનો ડબો બડો હેજી
ગણાય પહેલો કલાસ (૨) ગાડીરે ચલાવી૦ ૧૦

હંસા અનુભવી પાસ મલ્યો હેજી
રોકનવાળા નહી કોય, (૨) ચુનીલાલ કહે ગાડી પારખો હેજી
જન્મ મરણ નવ હોય, (૨)ગાડી ચલાવી અનુભવ દેશમાં હેજી-૧૧

---

(૪૩)

ધોળ

આંખ્યો કેમ ફુટી કેમ ફુટી—એ રાગ

ઝગડો ના કરીએ ના કરીએ, નીત્ય ધ્યાન હરીનું ધરીએ
ઝગડો ના કરીએ-ટેક

સાખી-ગુરૂગોવીંદને એક રૂપ જાંણી, ભીન્ન ભાવ પરહરીએ
પોતાના હોય તેને ત્યાગ ના કરીએ, પરનો વિશ્વાસના ધરીએ રે
ઝગડો—૧

સાખી-ગુરૂ વચનમાં વીશ્વાસ રાખી, આજ્ઞાને અનુસરીએ
નીતી ધર્મને કદીના તજીએ, વર્ણાશ્રમને વીસારીએ રે
ઝગડો—૨

સાખી-પરધર્મીનો ત્યાગ કરીને, સ્વધર્મને આચરીએ
પોતે સુધરી નીજ કુટુંબ સુધારવું, સત્ય વચન ઉચરીએ રે
ઝગડો—૩

સાખી-જેનો અધીકાર જેટલો હોયે, તેમ તેની સંગે વીચરીએ
તેથી અવળું કદી ના કરવું, નીરભય થઇને ફરીએ રે
ઝગડો—૪

સાખી-પોતાનો અધીકાર વીચારી, સામાને અનુસરીએ
એથી અવળું વરતન થાયતો, નીંદા પામીને મરીએ રે
ઝગડો ના—૫

સાખી-શાણાજનોને છે શીખામણ, સમજી ને ડગ ભરીએ
**ચુનીલાલનું** વેણ ચીત્તમાં લઇને, સદગુરૂને વરીએ રે
ઝગડો ના કરીએ ના કરીએ. ૬

---

## હોળી

(૪૪)

**રાગ-મેહેતાજીરે સું મહીમુલ બતાવું, ચાખો પછી ભાવ જણાવું—એ રાગ.**

અણમોલીરે આજ અનોપમ ઓળી, રમી હરીવર સંગે હોળી
તરબોળીરે રંગ કેસુડાં, ઘોળી—રમી હરીવર—ટેક

ઝુલ;

પહેરી પચરંગી સાડી ઉમંગેરે, સજ્યા સદગુણ શણગાર અંગેરે,
રમવા હેતે હરીવર સંગેરે, ચીતરંગીરે, પહેરી કસુંબલ ચોળી
રમી હરીવર સંગે હોળી—૧

ઝુલ:

ચાલી વંદ્રાવનની વાટેરે, ગંગા જુમનાં ત્રીવેણી ઘાટેરે,
વી-રામી અવઘટ ઘાટેરે, જુગતીથીરે, ભ્રમર ગુફા કંઈ ખોળી,
રમી હરીવર સંગે હોળી-૨

ઝુલઃ

કરી સદગુરૂજીએ સાનરે, લાગ્યું સોહં શબ્દનું તાનરે,
ધર્યું નીર્મળ નયને ધ્યાનરે, સુરતાએ રે,
વાલમ લીધા ખોળી—રમી હરીવર સંગે હોળી-૩

ઝુલ;

મને મળીઆ ત્યાં નીરગુણ નાથરે,વાલે હેતે ઝાલ્યો મમ હાથરે,
ચાલી રંગભર રમવા સાથેરે, પીચકારીરે,
મારી રંગમાં બોળી—રમી હરીવર સંગે હોળી-૪

ઝુલઃ

બળ્યાં પુર્વ જનમનાં પાપરે, આશા તૃષ્ણા અન્ય સંતાપરે,
ટળ્યા ત્રીવીધી કેરા તાપરે, ઝંપલાવીરે,
કામ ક્રોધાદીક હોળી—રમી હરીવર સંગે હોળી-પ

ઝુલઃ

મને સદગુરૂ સમરથ મળીઆરે, મારા મનના મનોરથ ફળીયારે
ફેરા લખ ચોરાસીના ટળીઆરે, **ચુનીલાલે** રે,
ચીત્તવૃતી રંગ રોળી—રમી હરીવર સંગે હોળી-૬

---

(૪પ)

**હું મસ્તાની પ્રેમની, મને કોઈના છેડારે—એ રાગ.**

હું ભજુ ગુરૂ ભાવને, ભજુ દયાનીધાનને
અરે, મને શીદ સતાવોરે, આડા સઉ સાને આવોરે. હું ભજુ ગુરૂ. ટેક

દીન દાસ છું, વીશ્વાવાસે છું, આડે શાને આવોરે, (૨)
ભજી ભાવને, હયોને લાવને, સહુ ગુણ ગાવોરે (૨) હું ભજુ. ૧
ગુરૂ જ્ઞાનથી, માનો શાનથી, દીલ દોષ ન લાવોરે, (૨)
વખત જાય, નહી મનાય, પછી પસ્તાવોરે. હું ભજુ ગુરૂ. ૨
નીરદોષને, તજી રોષને, **આમોસી આવોરે**
વીચારીને, સંભાળીને, હયોને સર્વે લાવોરે. હું ભજુ ગુરૂ. ૩
ગુરૂ બોધને, કરૂં શોધને, નથી કોઈનો દાવોરે,
તજી કામને, ભજુ નામને, ગુરૂ શબ્દ સાવોરે. હું ભજુ ગુરૂ. ૪
કંગાલ **ચુનીલાલ** પર, ગુરૂ દયા લાવો રે,
દયાળ છો, પ્રતીપાળ છો, ભાવ વારે આવોરે
હું ભજુ ગુરૂ ભાવને, ભજુ દયાનીધાનને. ૫

---

(૪૬)

**હું મસ્તાની પ્રેમની, મને કોઈના છેડોરે—એ રાગ.**

હું ભાવથી ગુરૂ ભાવની, સનમુખ આવુંરે
તન મનને, સાંપી ધનને, હવે ગુણ ગાવુંરે—હું ભાવથી ગુરૂ ભાવની
—ટેક.

તજી જગ્તને થઈ ભગ્તને, કીંકર કા'વુંરે (૨)
નીજ તનમાં, સહુજનમાં, ભાવ નામ ઠાવુંરે (૨) હું ભાવથી. ૧
તે પામીને દુઃખ વામીને, હવે કંઈ ન જાવુંરે (૨)
ગુરૂ મેરથી, અતી લેરથી, આનંદ થાવુંરે (૨) હું ભાવથી. ૨
વીવેકથી ગુરૂ ટેકથી, મારૂં શીર ઝુકાવુંરે, (૨)

સહુ દ્વંદને, તજી ફંદને, સતમાં સમાવું રે (૨) હું ભાવથી. ૩
સહુ આશને, તજી પાસને, બીજુ ઉરના લાવું રે (૨)
ગુરૂરાજ છો, શીરતાજ છો, હવે શું દરસાવું રે (૨) હું ભાવથી. ૪
ભાવ સ્વામીને, શીર નામીને, પાદપદ્મ સાવું રે. (૨)
હું બાળ **ચુનીલાલ**, આજ્ઞા શીર ચડાવું રે (૨)
હું ભાવથી ગુરૂ ભાવની, સનમુખ આવું રે. ૫

(૪૭)

**ભજન ( ચાબખો )**

કર્મ કરી સુરે કમાયો, વીચારી જુવો કર્મ કરી સુરે કમાયો
નાહી ધોઈને તું નીત્ય આદરે છે, પંથી જેમ પંથ પળાયો
જાગીને જો તું પોત તારૂં પીછને, કોણ યોનીનો તું જાયો
વીચારી—૧
પુર્વ જોતાં તારે કર્મ કાંઇ નોતાં, કયાંથી કર્મ લેઈ આવ્યો
પાછો વળીને તું કેમ નથી પેખતો, પરખ વીના પુરો પીડાયો
વીચારી જુવો—૨
સુભ અસુભ કર્મ જાણુને, જાળ છે, જીવ તે જાળમાં બંધાયો
જુગતે જાળથી કોઈ નીકળી શકે નહી, બ્રહ્માથી હોય જો સવાયો
વીચારી જુવો—૩
પાછો વળે તો તરત પાર પામે, ને છુટે તે કર્મના બંધાયો
**ચુનીલાલ** સદગુરૂ નામને સંભાળતાં, ગરવો ભયો તે ઘર પાયો
વીચારી જુવો કર્મ કરી સુરે કમાયો—૪

(૪૮)

## ભજન

સમજણુની વાત છે ન્યારીરે, વીરા મારા સમજણુની વાત છે
ન્યારી. ટેક
સાકર ને મીઠાની પુતળી બનાવી, એતો બંન્ને રૂપાળી છે નારી
સમજુ અણુસમજુમાં ફેર ઘણો છે, એક ગળી લાગે ને એક ખારીરે
વીરા મારા સમજણ ૧
રોગી માણુસને પથ્થ ઘણી પાળવી, વણુ રોગી તો વસ્તુ ખાય સારી
કર્મ કાન્ડવાળા એતો રોગી સરવે જાંણુવા,
અનુભવી વૈદથી તો રોગ રહ્યો હારીરે—વીરા મારા સમજણ ૨
જ્ઞાની સંગાતે વીવાદ ઘણો કરીએ, અજ્ઞાનીથી બેસીએ હારી;
ચૈતન્ય મુકીને જડ શું પૂજો
ભેદ ભૂલ્યો તે તો સાનો ભેખ ધારીરે—વીરા મારા સમજણ ૩
સતનામ એક છે ને બીજુ અવીવેક છે, સદગુરૂ પર જાઉં હું વારી
નામ **નીરાંત** બાપુ દ્રઢ કરીને ધારજો
દેવળમાં તો પાર ઉતારીરે—વીરા મારા સમજણુની વાત છે ન્યારી ૪

---

(૪૯)

## ભજન

પંડીતે ખેલ બગાડયો, આ જીવનો પંડીતે ખેલ બગાડયો.
સદગુરૂને દયા આવી તે કાઢયો, આ જીવનો પંડીતે ખેલ બગાડયો—ટે
કરમા ધરમી તો બે મારગ કીધા, પાપ પુણ્યરૂપી ભ્રમને જગાડયો

મરવા અવતરવાની દોરી ગળે બાંધી–પછી લેપ ચોરાસી ઢાલ
બગાડયો. આ જીવનો પંડીતે ખેલ બગાડયો–૧
અંધારામાં લુટવાની બીક લગાડી, અને મધરાતે જઈને જગાડયો
જાગતો હોયતો કોઈને પુછી જુવે,જાંણી જોઇને કુવામાં ઠેલી પાડયો
આ જીવનો પંડીતે ખેલ બગાડયો–૨
રાજ કરવાને કાજ તપ કરે, તેં તો પંચાગ્ની ધુણી તપાડયો,
સંસય રૂપી મરકટને ગધેડે બેસાડી, પેલા દાદુરને ઘેરઘેર નચાડયો
આ જીવનો પંડીતે ખેલ બગાડયો–૩
સુરજ પ્રતીબીંબ, બિંબ નહિ દીસે, થડ મુકીને ડાળે વળગાડયો
બાપુ સાહેબ કહે સતનામ સમજયો,
તેને પંથમાં ન આવે આડી વાડયો, આ જીવનો પંડીતે ખેલ
બગાડયો—૪

---

(૫૦)

રાગ પરજીઓ.

સખી અમેરે પંખીડાં પરમ ધામનાં
ઉંડા વ્યોમનાં વીહારીજો
ઉડતાંએ અલખ પ્રકાશમાં
પાંખ પ્રેમની પ્રસારીજો–અમેરે પંખીડાં–૧
સખી છાયા ભુમીને સ્પરસે નહિ,
ગતી પરીમીત પારજો
જન્મ મરણ, નહી અમ દેશમાં

નહી પ્યાસકે અહારજો—અમેરે પંખીડાં પરમ ધામનાં-૨
સખી રસોથી બ્રહ્મ જ્યાં પુરણ ભર્યો
એજ અમ તણો પ્રદેશજો
ત્યાંથી આવ્યાંતાં, તવ કારણે
કહેવા સત્ય આ સંદેસજો—અમેરે પંખીડાં-૩
સખી ઉડીએ અમારા હવે ધામમાં
આપી તમને એંધાણુજો
આવો તો ત્યાં ખુશીથી આવજો
પુછી પુરણ પીછાંણુજો, અમેરે પંખીડાં પરમ ધામનાં-૪
સખી સુન્ય શીખર, રંગ મહેલમાં
નહી ટાઢ અગર તાપજો
રહે છે જ્યાં અમીધર રાજવી.
ત્યાંજ આપણો મેળાપજો—અમેરે પંખીડાં પરમ-૫
સખી **ચુનીલાલ**-કરગરીને વીનવે
સંતો કહયું મારૂ માનજો
**ભાવદા** ગુરૂજીની શાંનમાં
સુરતા હમેશાંની રાખજો—અમેરે પંખીડાં પરમ ધામનાં-૬

---

## (૫૧)

### પરજીઓ.

અમેરે પંથી પરમ ધામનાં; ફરીએ આત્મ સ્વરૂપરે
આત્મ સ્વરૂપે મહાલતાં, બનીએ તદરૂપરે
અમેરે પંથી પરમ ધામનાં—ટેક.

હર્ષ શોક અમને નથી, નથી રાગ અને દ્વેષરે
જન્મ મરણ પણ છે નહી, લીધો સાધકનો વેષરે-અમેરે-૧
કામ ક્રોધ અમને નથી, નથી પુણ્ય અને પાપરે
સ્વર્ગ નર્ક પણ છે નહીં અમે આપેજ આપરે—અમેરે—૨
શ્રોતા વક્તાએ અમે નથી, નથી બંધ અને મોક્ષરે,
સદગુરૂએ સમજાવીયું, જે કંઈ છે અપરોક્ષ રે—અમેરે—૩
જીવ અને શીવ છે નહી, નથી દ્વંદ્વ અને દુઃખ રે,
દ્વૈતા દ્વૈત દીસે નહી, અધિષ્ઠાને છે સુખ રે—અમેરે—૪
આશા ને તૃષ્ણા ઉડી ગઈ, નહી ઇચ્છા લવ લેસ રે
વાસનાઓ વીરમે જહાં, ત્યાં કીધો પરવેસ રે—અમેરે—૫
બાહ્ય ભીતર ભરપુર છે, સચરાચર માંહી વાસ રે,
જડ ચૈતનના જોગથી, થયો વાણી વીલાસ રે—અમેરે—૬
પુરણાનંદ પ્રકાશીયો, મન વાણીથી પાર રે,
**ચુનીલાલ** સદ્‌ગુરૂને સેવતાં, સતનામ નીરાધાર રે—
અમેરે પંથી પરમ ધામનાં—૭

---

(૫૨)

**ભજન**

ગુરૂએ બગડેલો મનખો સુધારીયો—એ રાગ.

ગુરૂજીએ જીવન મારૂં સુધારીયું,
ભવ સીંધુથી નાવ મારૂં તારીયું હેજી-
ગુરૂએ શબ્દે કીધી શાન, મુને થયું મારૂં ભાન,
વાલે દીધું અભયદાન, સુરતા સુન્યમાં જઇ ઠરી હેજી. ગુરૂજી ૧

ગુરૂએ સમજાવ્યો સાર, ટાળ્યા મનના વીકાર,
પામ્યો પદ પરાપાર, જન્મ મરણુ જમ ભય ટળ્યો હેજી. ગુરૂજી ૨
ગુરૂએ નામનો આપ્યો બોધ, ટાળ્યો અંતરથી ક્રોધ,
છુટયો સઘળો વીરોધ, દ્વૈત ભાવ મારો છોડાવીયો હેજી ગુરૂજી ૩
સુન્ય શીખરની માંહય, સાહેબ નીરખ્યા છે ત્યાંય,
ઝાલી સદગુરૂએ બાંહય, સદગુરૂ સંતને સેવતાં હેજી. ગુરૂજી ૪
સદગુરૂ ભાવનો પરતાપ, ઓળખ્યા આપમાં વ્યાપ,
ટાળ્યાં પુન્ય અને પાપ, **ચુનીલાલ** ગુરૂ ગુણ ગાય છે હેજી.
ગુરૂજીએ જીવન મારૂં સુધારીયું. ૫

---

(૫૩)

## તેરી કળા નવ જાંણી મેરે દાતા—એ રાગ.

સાચી રેણી રાખો મારા સંતો, સાચી રહેણી રાખો હેજી—ટેક
રહેણી વીનાની ભકતી કરે તે, કથની કથે છે લાખો હેજી-
એ ભક્તિ તારે કામ ન આવે (૨) સાને ખોટું ભાખો મારા સંતો
સાચી રહેણી રાખો હેજી—૧
ઉંડા કુવોને ડોલચી કાંણી, નીરને કેમ કરી ચાખો હેજી;
મહેનત તારી જાશે,અકારત (૨) ભૂલને કાઢી નાંખો. મારા સંતો
સાચી રહેણી—૨
કાંણું નાવ મધ્ય દરીએ મેલી, નીર ઉલેચનારા રાખો હેજી.
તોયં નાવ એ તીરે નહી પોચે,(૨) ઉલટો થાશે સાખો. મારા સંતો
સાચી રહેણી—૩

રહેણીમાં રહી સદગુરૂને સેવો, સત્ય વચન મુખ ભાખો હેજી.
કહે **ચુનીલાલ** ગુરૂ પરતાપે, સદા રહીશ તું તો આખો. મારા સંતો
સાચી રહેણી રાખો હેજી—૪

---

(૫૪)

રાગ ઉપરનો.

પુરણ પદ નીરવાંણી મેરે સંતો, પુરણ પદ નીરવાંણી હેજી-ટેક
સદગુરૂ મળે ત્યારે શાન બતાવેને, ઓળખાવે એધાણીરેજી.
મનવાણીમાં જે નવ આવે (૨) તે પદ લેવું છાણી મેરે સંતો
પુરણ પદ નીરવાંણી હેજી—૧

બાહેર વૃતીને પાછી રે વાળી, અંતર ખોજો પ્રેમ આંણીરેજી.
ભૂલ મટાડીને ભક્તિમાં ભળતાં (૨) મટસે ચોરાસીની ખાણી
મેરે સંતો-પુરણ પદ—૨

તરણાને ઓથે ડુંગર રહ્યો છે તેમ, તુજમાં પુરૂષ પુરાણી રેજી
બીજી આશા સઘળી નીવારે (૨) તે વસ્તુ લેસે પીછાંણી મેરે સંતો
પુરણ પદ—૩

સદગુરૂ સાચા નહી મળે તો, પીલાસો અવળી ઘાંણી રેજી.
કહે **ચુનીલાલ** સદગુરૂ સેવી, એ પદને લ્યો જાંણી મેરે સંતો
પુરણ પદ નીરવાંણી હેજી—૪

---

(૫૫)

**ભજન.**

મારી આતમના આધાર, ભરમણા ભાગો—એ રાગ.

સદ્દગુરૂ સેવો, તમે ભાવે નર ને નાર.
અવસર આવ્યો, માટે ભજ ભાવે કીરતાર હેજી-
મનુષ્ય દેહ માહા માંઘો મળીઓ, તે તો એળે જાય,
અવસર આવો ફરી નહી આવે, પુરો પસ્તાવો થાય;
માટે ચેતો, ભાઇ ભજન કરો એકતાર સદ્દગુરૂ સેવો
તમે ભાવે નર ને નાર—૧

આ ભવની ભૂલવણી ભારી, માયામાં મલકાય,
અંત સમે તારે કામ ન આવે, શાને ગોથાં ખાય,
જુઠું જાંણી, કરો સદ્દગુરૂ શબ્દ વીચાર સદ્દગુરૂ સેવો
તમે ભાવે નર ને નાર—૨

જુઠું તે કદી સાચું ન થાયે, જુઠું રહેશે જુઠું,
સતગુરૂ વીના સત્યને ભૂલ્યો, તેથી પેઠું હુંહું,
સમજી શાણા, તમે નીરખો બાવન બાહાર સદ્દગુરૂ સેવો
તમે ભાવે નર ને નાર—૩

જેને સાચા સદ્દગુરૂ મળીઆ, તે પામ્યા ભવ પાર,
સુરતા નામની સંગે વરી છે, થઇ રહ્યો જય જયકાર,
**ચુનીલાલે** ભાઇ સત સમજાવ્યો સાર સદ્દગુરૂ સેવો
તમે ભાવે નર ને નાર. અવસર આવ્યો
માટે ભજ ભાવે કીરતાર હેજી—૪

(૫૬)

રાગ ઉપરનો.

સદગુરૂ મળીઆ, મારાં ખોલ્યાં હૃદય કમાડ,
સંસય ટળીઆ, હવે છૂટી માયા આડ હેજી—
આવાગવનની આંટી ટુટી, છુટી ભ્રાંન્તી તમામ.
સચરાચરમાં સભર ભરેલું, નીરખ્યું નૈતમ નામ,
પાર પરાની, મેં દરસ્યું પદ નીરવાણ સદગુરૂ મળીઆ
મારાં ખોલ્યાં હૃદય કમાડ સંસય ટળીઆ—૧
સુરતા સમાણી સુન્યમાંરે, જ્યાં અનુભવીનો દેસ
વીના વસ્તીનું ઠામ છે ત્યાં, ના કરે પવન પ્રવેસ.
તે ભોમીમાં, ભાઈ પ્રગટ થયો છે ભાણ–સદગુરૂ મળીઆ
મારાં ખોલ્યાં હૃદય કમાડ—૨
તીમર સરવે ટળી ગયુંને, પુરણ થયો પ્રકાશ,
હું, તું, તે, નવ સંભવે, ભાઈ ટુટયા આસા પાસ;
નખ શીખ પોતે, છે વ્યાપીક અનુભવ ખાણ–સદગુરૂ મળીઆ.
મારાં ખોલ્યાં—૩
મનવાંણી પોચે નહીને, ધ્યાને નવ ધરાય,
સદગુરૂ દેવની દયા થકી, ભાઈએ પદ તો ઓળખાય,
**ચુનીલાલે**, નીજ અનુભવ કર્યો જાણ, સદગુરૂ મળીઆ
મારાં ખોલ્યાં હૃદય કમાડ સંસય ટળીઆ,
હવે છૂટી માયા આડ હેજી—૪

## (૫૭)
## આરતી.

જય સૃષ્ટી કરતા, પ્રભૂ (૨) સંકટ ભવ દુઃખ હરતા (૨)
વીશ્વતણા ભરતા........જય જય જય ગુરૂદેવ—૧
સૃષ્ટી નીયમ સાક્ષાત, નીરખી આનંદુ પ્રભૂ (૨)
જગ કરતા પ્રભુ જાંણી (૨) પ્રેમ થકી વંદુ.
જય જય જય ગુરૂદેવ—૨
અકળ કળા ન કળાય, કરૂણામય તારી—પ્રભૂ (૨)
દયા કરી મુજ દીનને (૨) મતી આપો સારી.
જય જય જય—૩
પ્રભુ છો પરમ કૃપાળ, કાર્ય સફળ કરસો—પ્રભુ (૨)
સંરક્ષણ કરી મારાં (૨) કષ્ટ સકળ હરસો.
જય જય જય—૪
આઠે પહોર પરમેશ, ગુરૂપદને વંદુ—પ્રભૂ (૨)
સત કર્મો કરવાને (૨) વીધી હું આરંભૂ.
જય જય જય—૫
સદાચાર એ મુખ્ય, છે ભક્તિ તારી—પ્રભૂ (૨)
તમપર દ્રઢ શ્રદ્ધાથી (૨) વૃતી રહો મારી.
જય જય જય ગુરૂદેવ—૬
દયા ધર્મનું મુળ, એ નીશ્ચય માનું—પ્રભુ (૨)
સદા સુધર્મા ચરણે (૨) રહો નીત્યે ચાલું.
જય જય જય ગુરૂદેવ—૭

**ચુનીલાલ** કરે પ્રણામ, ધ્યાન ધરી ચીત્તે પ્રભૂ (૨)
મંગળ કાર્ય કરાવો (૨) મુજ હસ્તે નીત્યે.
જય જય જય ગુરૂદેવ—૮

---

## (૫૮)
## આરતી.

જય સતગુરૂ દેવા, પ્રભૂ જય સતગુરૂ દેવા.
આરતી પ્રેમે ઉતારૂં, દરસન સુખ લેવા જય જય જય
ગુરૂ દેવા ૧
અખીલ બ્રહ્માંડ નીપાવ્યાં, આપની નીજ માયા
દયા દ્રષ્ટીથી નીહાળો, અવીચળ પદ પાયા—જય જય ૨
ભકત કારણ ભગવાન, અવતાર તો ધરતા
અસુરને સંહારી, ભકતને સુખ કરતા—જય જય ૩
વેદ વર્ણન કરી શકે નહી, રંક મતી મહારી
દોઇ કર જોડી વંદુ તન મન ઓવારી—જય જય ૪
સંસાર સમુદ્રની માંય, બુડતો ઉગાર્યો
નામને નાવે ચઢાવી, ભવસાગર તાર્યો—જય જય ૫
હરી ગુરૂ ભાવે ભેટયા, સેવક નીજ જાણી
**ચુનીલાલ** મહેતા ગાવે, આરતી ઉલટ આંણી
જય જય જય ગુરૂદેવા ૬

## (૫૯)

## આરતી.

જય અંતરજામી પ્રભુ જય અંતરજામી
આરતી કરૂં ઉમંગે (૨) સચરાચર સ્વામી જય-ટેક ૧
સ્થુળ સુક્ષમના જોગે, ચૈતન્ય પદ પાવે
અકળ કળા માંહી આપ બીરાજો, અનુભવી જન પાવે-જય ૨
પરાપાર પરીબ્રહ્મ બીરાજો, સૌને દીલ વસીયા
પ્રેમ તણા છો પ્યારા, દીસો રંગ રસીઆ-જય જય-૩
જાગ્રત સ્વપ્ન સસોપતી, તુરીયા તીત કહાવો
સરવેના સાક્ષીરૂપે, ભકતીથી ફળ પાવો-જય જય-૪
હે હરી હરકત હરજો, કરૂણા બહુ કરજો
અભય કીરણ આદરજો, ઉર અરજી ધરજો-જય જય-૫
**ચુનીલાલ** નીજ નામે, સુરતા લાગી છે
ડાકોર ગામ નિવાસી, ભકતી માગી છે
જય જય જય ગુરૂદેવ—૬

---

## (૬૦)

## થાળ—રાગ ધોળ.

આજ સખી મુજ મંદીરે, સદગુરૂજી આવ્યા.
સાથે સંત હરીજનો, ભાથે તેડીરે લાવ્યા.
બાજઠ ઢાળ્યો ચોકમાં, પ્રભૂજી પધરાવ્યા.
તેલ ફુલેલ મરદન કરી, હેતે નવરાવ્યા.
પીતાંબર પહેરી પાટલે, પુરૂસોતમજી પધાર્યા.

શીતળ જળ ઝારી ધરી, આનંદ વધાર્યો.
કંચન થાળમાં ભાવથી, સામગ્રી લાવી.
લાડુ પુરી દુધ પીરસી, વાલાને ધરાવી.
ભજીયાં તળ્યાં ભલી ભાતનાં, સુદ્ધ શાક ધરાવ્યું.
અલબેલાજી આરોગજો, દાળ ને ભાત લાવું
રૂચી હોય જેહની, તેહ માગીને લેજો
ખારૂં મોળું હોય તો, મારા સમ કેહેજો
આચમન કરી અલબેલડા, ઉઠો અંતરજામી.
બીડી બનાવું પાનની, આરોગો બહુ નામી.
ચીત્ત પ્રસાદી દાસને, દયા કરીને દેજો.
**ચુનીલાલ**ના ઉરમાં, વાલા નીસદીન રેજો

---

(૬૧)

**થાળ.**

**જીવણ આવો જમવાને, રમશું રંગ ભરી રમવાને રે હો**
**અલબેલા છેલ છબીલા છોગાળા. એ - રાગ.**

સત ગુરૂ સ્વામી આવ્યા છે, મારા તે મનને ભાવ્યા છે રે હો
દીન બંધુ રામ રંગીલા રૂપાળા—ટેક.
સોનાના પાટ બીછાવ્યા છે, ઉપર થાળ ધરાવ્યા છે રે હો
દીન બંધુ—૧
લાડુ જલેબી પુરી છે, બીરંજની સેર સારી છે રે હો
દીન બંધુ રામ—૨

સેવ રોટલી કીધી છે, ભાત દાળ કઢી લીધી છે રે હો દીન—૩
રીંગણું પાપડી સુરતી છે, ભજીયાંની મહી પુરતી છે રે હો—૪
જળ જુમનાની ઝારી છે,લ્યો આચમન મંગળકારી છે રે હો—૫
લવંગ સોપારી એલચી છે, પાનની બીડી કીધી છે રે હો—૬
ચંદન પુષ્પના હાર ધરૂં, ચરણામૃતથી કામ સરૂ રે હો—૭
મંગળ મુરતીના દરશન કરી, **ચુનીલાલ**ની ત્યાં સુરતા
ઠરી રે હો. દીન બંધુ રામ રંગીલા રૂપાળા—૮

---

(૬૨)

**થાળ.**

જમો જમોને જુગદાધાર, જુગતે જમાડું—એ રાગ.

મારા મનગમતા મહારાજ, મારે ઘેર આવોને;
કરી રસોઈ બધી તૈયાર, દયા દીલ લાવોને—ટેક.
મેં તો ઢાળ્યા સોનાના પાટ, ઉમંગ આણીને;
મારા પ્રાણ તણા આધાર, સમર્થ જાણીને—૧
લ્યો લાડુ બન્યા છે સાર, સાકર વાળારે;
શેવ રોટલી છે તૈયાર, નંદના લાલારે—૨
બરફી પેંડાને કોપરાપાક, ખાજાં ખાવાને;
સુતરફેણી ને સાથે શાક, પીરશું માવાને—૩
કેરી કેરો બન્યો આચાર, કાચલી કાકડ છે;
લ્યો રાયતું છે તૈયાર, ઉપર પાપડ છે—૪
લ્યોને આચમન જુગદાધાર, નીર્મળ જળ ટાઢાં;
આપું મુખવાસે સોપારી પાન, ગંગેરી ઘાડાં—૫

સીત પરસાદી મહારાજ, આપો નંદલાલા;
ઇચ્છે મહેતા **ચુનીલાલ** તે ડાકોરવાળા—૬

---

(૬૩)
**થાળ.**

ચાલો સખી જમુનાં રેહો નાહાવા—એ રાગ.

ભોજન કરજો રે હો વહાલા, પ્રેમે પીરશું નંદના લાલા-ભોજન ૧
શીખંડ પુરી છે બહુ સારી, બરફી પેંડા માવા ધારી-ભોજન ૨
શેવ પરસુરીની હો કીધી, ઉપર ધારા ઘીની કીધી-ભોજન ૩
પુરણ પોળી જાતે કીધી, તેતો મારે વહાલે માગી લીધી-ભોજન ૪
ખીરંજ જોડે દુધ ખુબ પીજો, વધુજોઈએ તો માગી લેજો-ભોજન ૫
શાક બહુ તરેહ તરેહનાં લીધાં, ભજીયાં રતાળુનાં કીધાં-ભોજન ૬
ભાત સુખવેલનો ભાવથી લીધો, દાળમાં છુંક લવંગનો દીધો. ૭
વાવલાં ઢોળું ઉભી રહીને, મગન થઈ છું દરશન લઈને-ભોજન ૮
મુરતી મનમાંરે હે ધારી, નેત્રે ભરીને લીધા નીહાળી-ભોજન ૯
દાસ **ચુનીલાલ** નારે હો સ્વામી, ભાવે ભેટયા
અંતરજામી-ભોજન ૧૦

---

(૬૪)
**રાગ થાળ**

ભોજનીયાં મન ભાવતાં હ્યોને માવા—એ રાગ.

જમવા આવો સામળા રસ ભરીઆ—ટેક.
સોના થાળી મેં અજવાળી, પાટલા બન્ને જોડે ઢાળી;

હેગડી પાણીની નહીં મેલું ખાલી રે—જમવાને. १
દુધપાક ને પુરી સારી, ભાવ કરીને જમો મોરારી;
સારી શોભે છે માવાની ઘારી રે—જમવાને. २
શાક રાઇતાં તરેહ તરેહનાં, દાળ ભાતને કઢી બનેલાં;
પાપડ કાચલી બન્ને તળેલાં રે—જમવાને. ૩
સામી બેસી વાવલ ઢાળું, જમતાં પ્રભુનું મુખડું ન્યાળું;
શામળીયાનું સ્વરૂપ લાગે વાલુંરે—જમવાને. ૪
આછમન લીધું મંગળકારી, મુખવાસ આપુ પાન સોપારી;
દાસ **ચુનીલાલ** તમ પર જાય વારી રે—જમવાને. ૫

---

## (૬૫)

## રાગ-ઉંચ પ્રભાત.

( સુખ દુઃખ મનમાં ના લાવીએ.–એ રાગ,

મત સંગત કરો ભાવથી, તજો કપટનાં કામ;
ભકતી કરોરે ભગવાનની, જપો જીભ્યાએ રામ–સત સંગત-ટેક
વાલ્મીકજીને સત સંગથી, મળ્યું ઉલટું નામ;
ઉંચ ગતી તે પામીઆ, થયું પુરણ કામ–સત સંગત १
ધ્રુવજીએ બાળા વેશમાં, તજયું ઘરને રે ગામ;
નારદજીના સંગથી પામ્યા અવીચળ ધામ–સત સંગત २
મહીમા મોટો છે રે નામનો, સમજે સંત સુજાણ;
સમજે તે હરીમાં સમે, વેદ વચન પ્રમાણ–સત સંગત ૩

જનમ મરણ દુઃખ ટાળવા, કરો સંતનો સંગ;
લક્ષ ચોરાશી ભમવું મટે, ચઢે ભક્તીનો રંગ–સત સંગત ૪
હરી ગુરૂ સંતને સેવીએ, તો તો થઈએ નીહાલ;
ત્રીવીધ તાપ ટળી જશે, સત્ય કહે **ચુનીલાલ**–સત સંગત ૫

---

(૬૬)

રાગ પ્રભાત—(જળ કમળ છોડી જાને બાળા)–એ રાગ.

સત ગુરૂજીની સેવા કરી લે, માન કહ્યું તું મારૂ રે;
સેહેજે ભવસાગરમાં તરી લે, ભલું થાશે તારૂ રે—ટેક.
મનુષ્યા દેહીનો લહાવો લેવો, રામ ભજન કર ભાવે રે;
વણુશી જાતાં વાર ના લાગે, તને બીજો શું સમજાવે રે–સતગુરૂ. ૧
લક્ષ ચોરાશી ફરતાં ફરતાં, મનુષ્યા દેહી હાથ આવ્યો રે;
હરીના ભજન વીના મુરખ મનવા, અવસર એળે
ગુમાવ્યો રે—સતગુરૂ. ૨
કાળ ખડો શીર ઉપર તારે, તેનો ભય નથી ધરતો રે;
મોહ જાળમાં ભુલ્યો અંધા, જુહો અભીમાન કરતો રે–સતગુરૂ. ૩
મીથ્યા સુખને મોહી રહ્યો છું, કરતો મારૂ મારૂ રે;
હરી સંગાથે હેત ન કીધું, અંતે થશે અંધારૂ રે–સતગુરૂ. ૪
માટે જન ચેતીને ચાલો, હરી ભજન કર ભાવે રે,
**ચુનીલાલ** મહેતા ગુરૂ પરતાપે, અમરાપુરમાં જાવે રે–સતગુરૂ. ૫

---

(૬૭)

રાગ-પ્રભાત.

( જળ કમળ છોડી જાને બાળા )-એ રાગ.

ગુરૂ વીનાનો ગોથાં ખાવે, મીથ્યાં ફાંફાં મારે રે;
સત્ય સ્વરૂપ શોધી ના જોયું, મનુષ્યા જન્મ તું હારે રે-ટેક.
કાશી, દ્વારકાં, હરદ્વાર કહીયે, ગંગા, જુમનાં નહાવે રે;
ગંગાજીની કાવડ લઈને શ્રી વૈજનાથને ચઢાવે રે-ગુરૂ વીના. ૧
સરવે તીરથ સંતોને ચરણે, તેની ગમ ના પાવે રે;
મક્કા મદીના હજ કર આવે, હરદમ તસબી ફીરાવે-ગુરૂ વીના. ૨
પાંચે બખતકી નીમાઝ ગુજારે, કુલ કુલ અલ્લાહ જપાવે રે;
રહેમ રહીમકુ સમજન નાંહી, મરઘી બકરી ખાવે રે-ગુરૂ વીના. ૩
પાક દીલ કર મુરસદ ખોજે, સંત સંગતમાં આવે રે,
હીંદુ મુસલમાન દોઉં દીન ભુલે, સતગુરૂ વીના ભરમાવે રે-ગુરૂ. ૪
સાચું તીરથ કીધું બોડાણે, રણછોડજી ઘેર આવે રે;
**ચુનીલાલ** મહેતા કહે કરજોડી, એવી લહે લાવે રે-ગુરૂ વીના. ૫

---

(૬૮)

રાગ દ્રુપદ.

ભક્તી કર મન ભવ દુઃખ દુર પળે, ગુણ ગા ખુબ ખુલ્લે ઉંચે ગળે;
સત સત જુગમાં તપ જુગ બીજે, પ્રભુપદ સેવા ત્રેતા જુગ ત્રીજે;
કળીમાં નામથી મોક્ષ મળે—ભકતી. ૧
નીરગુણ સીરગુણથી છે ન્યારૂં, ગુરૂ ભાવથી મન માન્યું મારૂં;
સંસે સઘળા દુર ટળે—ભકતી. ૨

સરવેમાં વ્યાપી કે સરવેથી ન્યારૂં, એક રૂપ ગણ્યું તારૂં તે મારૂં;
જ્યારે સુરતા ગુરૂ ચરણે વળે—ભકતી. ૩
**ચુનીલાલ** મગનલાલ છે મહેતા, તરવાડી મેવાડા ડાકોર રહેતા;
યજુરવેદમાં સાખા મળે—ભકતી. ૪

---

(૬૯)

રાગ ઉપરનો.

મન ભજી લે સારંગપાણીને, પાણીને નીરવાણીને—મન—ટેક.
સત ગુરૂ સમર્થ મુજને મળીયા, સંસે તાપ ત્રિવીધીના ટળીયા;
નરખ્યું નામ નીરવાણીને—મન. ૧
સીતારામ લક્ષ્મણ ભરત શત્રુઘન, ભકિત જોઈ થયું પરસન મન;
સ્વયંભુ સત રૂપા રાણીને—મન. ૨
ભકતીથી અધીક પદારથ નાહી, ભગવાન વસે છે ભકતની માંહી;
મટી જાય ચારે ખાંણીને મન. ૩
ડાકોર માંહી વસે દાસ તારો **ચુનીલાલ** મહેતા યજુરવેદ વારો;
તરવાડી મેવાડો જાણીને—મન. ૪
મગનલાલ મેહેતા પીતાશ્રી મારા, અતી ઉપકાર સા ગુણ ગાઉં તારા;
**ચુનીલાલ** પર દયા આણીને—મન. ૫

(૭૦)

**ભજન.**

મન વાણીઆ રે તેં વણજ કરી ના જાંણી
કુડ કપડ બે ચેલકાંને અંતર ડાંડી પોલી

પાપ પુન્યનો પઈસો લઈને બેઠો હાટ માંડી
મન વાણીઆ રે—૧
રાતો પઈસો રોકડો લીધો ઓછા તોલે તોળે
લુણ હરામી વાણીઆ તુ કબુ ના સાચુ બોલે
મન વાણીઆ રે—૨
ઘરમાં તારી કપટ શેઠાણી હાં, પલ પલમાં સત ચોરે
સગાં વાહલાં તારાં લુણ હરામી અમૃતમાં વીખ ઢોળે
મન વાણીઆ રે—૩
જળમાં તુંહી સ્થળમાં તુંહી ઘટ ઘટમાં તું બોલે
કહે કબીર સાહેબ સુણો ભાપ સાધુ ભવ સાગરમાં ડુલે
મન વાણીઆ રે તેં વણજ કરી ના જાંણી—૪

---

(૭૧)

## સાખીઓ.

ચાર મળી ચોસટ ખીલી વીસ રહી કર જોડ
હમ તમ દોનું સરખા મલ્યાં, ખીલ્યાં સપ્ત કરોડ.

અર્થ—બે માણુસની આંખ્યો ચાર, દાંત ચોસઠ, વીસ હાથની આંગળીઓ, સાત કરોડ રૂવાં (એક માણુસનાં સાડા ત્રણ કરોડ રૂવાં ગણાય છે) એટલે

ચાર આંખ્યો મળે એટલે હસવું આવે, આનંદ થાય એટલે બે હાથ જોડી નમસ્કાર કરે. આવી રીતે બન્ને જણુ ભેગા થતાં આખા શરીરના રૂવાં ( વાળ ) પણુ ખીલી ઉઠે છે.

## કોયડો

હમ આવે તુમારે લીએ, તુમ મત આવો હમારે લીએ.
જો તુમ આવો હમારે લીએ, તો બહાર ખડા હે તુમારે લીએ.

### દ્રષ્ટાંત તરીકે

મછીમાર મછીને કહે છે કે, હું તારે માટે આવ્યો છું, પણ તું મારે માટે આવીશ નહી. જો તું મારે માટે આવી જાળમાં ફસાઇશિ તો હું તારે માટે બાહાર ઉભેલો જ છું.

### —જ્ઞાનીનો અર્થ, જ્ઞાન રીતે સીદ્ધાંત—

સદગુરૂ કહે છે કે હમે જગતના જીવોને ચેતાવવા આવ્યા છીએ, પણ હે જગતના મનુષો તમો તમારે જ્ઞાન મેળવવું હોય તો આવો, નકામા આવશો નહી, અને જો નકામા આવશો તો તમારે માટે કાળ તૈયાર ઉભો છે.

---

## સાખીઓ.

અબકે કહું નર નીપટ નઠારા, ભાવ વીનાજે ભદવા,
દેવળ દેરાં ફરે ફટારા, ખોટી થઇને ખદવા;
દેવળ દેરાંનું અફળ પુજન, જીવ વીના કોણ જાણે,
જ્ઞાનીનો સતસંગ તજીને, સું ઝળપો જળ પાણે. ૧
અરથ અછુના ભવમાં ભૂતા, એળે આયુષ ગુમાવે,
કુંભી પાક પડે તે નર, અંતે તેમાં સમાવે;
કેટલાક કાળ એમ નર્કમાં ભુકતા, લખ ચોરાસી નાંખે,
અનેકવાર અવતાર ધરીને, જુગજુગ ચોની ઝાંખે. ૨

જયું તલમાં તેલ હે, જયું ચકમકમાં આગ,
તેરા પ્રીતમ તુંજમાં, જાગી શકે તો જાગ્ય. ૩
ઉંચ કુલ કીસ કામકો, જ્યાં નહીં હરીકો નામ,
તુલશી તાસેં સુપજ ભલો, જીસ મુખ હરીકો નામ. ૪
દો દો તરકસ બાંધકર સબીકહાવે સુર,
કામ પડે જબ દેખીએ કીસકા મુખપર નુર. ૫
પ્રેમ પીઆલા જે પીવે, શીશ દક્ષીણા દેય,
લોભી શીશ ના દઇ શકે, ને નામ પ્રેમકા લેય. ૬
તીરથ ગયે એક ફળ, સંત મીલે ફળ ચાર
સદગુરૂ મળે અનેક ફળ, કહે કબીર વીચાર. ૭
રૂપ રેખ જાકે નહી; અધર ધરે નહી દેહ,
ગગન મંડળ કે મધ્ય મેં, રહેતા પુરૂષ વીદેહ. ૮
અંતર યામી એકતું, આતમ કો આધાર,
જો તુમ છોડો હાથ કો, કોણ ઉતરે પાર. ૯
લેને કો હરી નામ હે, દેને કો અન્ન દાન,
તરને કો આધીનતા, બુડને કો અભીમાન. ૧૦
એક શબ્દ ગુરૂ દેવકા, તામેં અનંત વીચાર,
પંડીત થાકે મુનીજના, વેદ ના પાવે પાર. ૧૧
કર્મ ફાંસ છુટે નહી, કોટી કરો ઉપાય,
સદગુરૂ મળે તો ઉગરે, નહી તો પ્રલય જાય. ૧૨
માંસ મછીયાં ખાત હે, સુરાપાન સે હેત,
તે નર નરકે જાય ગે, માતા પીતા સમેત. ૧૩

માંસ મછીયાં ખાત હે, સુરા પાનસે હેત,
તે નર જડસે જાય કે, જેમ મુળાનું ખેત. ૧૪
પાવ પુજાવે બેઠકે, ભખે માંસ મદ હોય,
તીનકી દીક્ષા મુકતી નહી, કોટી નરક ફળ હોય. ૧૫
તલ ભર માંસ ખાય કે, કોટી ગાયો દે દાન,
કાશી કરવત લઇ મરે, તોપણ નર્ક નીધાન. ૧૬
બકરી પાલો ખાય છે, તેની કાઢે ખાલ,
જે બકરીને ખાય છે, તેનો કોણ હવાલ. ૧૭
મરગી મુલ્લાં સે કહે, જબહ કરતે હે મોહી,
સાહેબ લેખાં આગસે, સંકટ પડેગા તોહી. ૧૮
જોર કરકે જબેહ કરે, મુખસે કહે હલાલ,
સાહેબ લેખા માગસે, તબ કોણ તરી હવાલ. ૧૯
ગળા કાટી કલમા પઢે, કીયા હે કહે હલાલ,
સાહેબ લેખાં માગશે, તબહી કોણ હવાલ. ૨૦
ગળા ગુસ્સેકા કાટીએ, મીઆં કાળકું માર,
જો પાંચેકુ વસ કરે, તો પાવે જરૂર દેદાર. ૨૧
કહેતા હું કહી જાત હું, કહયા જો માન હમાર,
જીસકા ગળાતું કાટી હે, સો ફીર કાટી તુમાર. ૨૨
નર નારાયણ રૂપ હે, તુમત જાને દેહ,
જો સમજ તો સમજ લે ખલક પલકમાં ખેહ. ૨૩
સંત સીદ્ધકી એક મતી, સંત માહા પરચંડ,
સીદ્ધ તારે તન આપના, સંત તારે નવ ખંડ. ૨૪

માત પીતા સુત સ્ત્રી, બંધુ કુટુંબ કો જાન,
ગુરૂ દરશન કો જબ ચલે, એ અટકાવે આન. ૨૫

પ્રેમી ઢુંઢત મેં ફીરૂં, પ્રેમી મીલાના કોય,
પ્રેમી સેં પ્રેમી મીલે, તો ભક્તી દ્રઢ હોય. ૨૬

જે ઘર પ્રેમ ન સંચરે, તે ઘર જાણુ મસાણુ,
જેવી ધમણુ લુહારની, શ્વાસ લે છે બીન પ્રાણુ. ૨૭

પ્રેમ વીના ધીરજ નહી, વીરહ વીના વૈરાગ્ય,
સદગુરૂ વીના મટે નહી, મન મંનસાનો ડાઘ. ૨૮

જ્યારે હું હતો ત્યારે ગુરૂ નહી, હવે ગુરૂ છે હું નાહી,
પ્રેમ ગલી અતીસાંકડી, તેમાં બે ન સમાઈ. ૨૯

જન્મ મરણુથી રહીત છે, મેરા સાહેબ સોઈ,
બલીહારી ઉસ પીવકી, જેણે સરજ્યા સબ કોઇ. ૩૦

પીંડ પ્રાણુ નહી તેમને, દમ દેહી નહી સીન,
નાદ બુંદ આવે નહી, પાંચ પચીસ ને તીન. ૩૧

મોંહ માથું જેનું નહી, નહી રૂપ કુરૂપ,
પુષ્પ વાસથી પાતળા, એવું તત્વ અનુપ. ૩૨

દેહી માંહી વીદેહી છે, સાહેબ સુરતી સ્વરૂપ,
અનન્ત લોકમાં રમી રહયા જેનું રંગ નહીં રૂપ. ૩૩

રૂપ રેખ તેને નહી, અધર ધરે નહીં દેહ,
ગગન મંડળની મધ્યમાં રહેતા પુરૂષ વીદેહ. ૩૪

જે સદગુરૂનું શરણું ગ્રહે, તેને તેની લાજ,
ઉલટ મીન પાણી ચઢે, પણ વહયો જાય ગજરાજ. ૩૫

ઠાકોર પથ્થર, માળા લકકડ, તીરથ છે સબ પાણી,
રામા મર ગયે, કૃષ્ણ મર ગયે, ચારો વેદ કહાણી. ૩૬

બ્રહ્મા વીશ્નું મુનેશ્વર મર ગયે, મરી ગઈ, લાખો બાઇ,
**ચુનીલાલ** કહે છે ઉસકો સાધુ કયું નહી પુજો
જાકો મોત ન આઇ. ૩૭



# —:હરીભાઈનાં પદ:—

## ગામ કપલસાડી. તાલુકે જગડીઆ.

(૧)

ગરબી

ધન્યરે ધન્યરે માહારાજ ચુનીલાલ પસારો પ્રગટ કર્યો—ટેક
ગામ ડાકોરમાં મુકામ ઠરાવી, અવતાર બ્રાહ્મણ ઘેર ધર્યો,
—પસારો પ્રગટ—૧
પુરણ પ્રેમ રદય ધરીને, અંતર આત્મા લહયો,
—પસારો પ્રગટ કર્યો—૨
સરવે જાતના રંગ વાપરતાં, રાતો ગુલાબી રંગ ચઢયો,
—પસારો—૩
એમની છબી કોઇ સુરતામાં રાખો, ચુની સંગાતે લાલ
જડયો—પસારો—૪
સુદ્ધ ભાવથી સમરણ કરી હ્યો, અમુલખ હીરલો ચડયો
—પસારો—૫
કર જોડીને કહે હરીભાઇ,
ગુરૂ **ચુનીલાલે** શીર હાથ ધર્યો, પસારો પ્રગટ કર્યો—૬

(૨)

ગરબી

સંત ગુરૂનું ભજન તમે ભૂલશોના ભાઈ—એ રાગ
સુખે ભજોને તમે રામનેરે ભાઇ,

કાચી કાયાતો હવે—હાલવાની થઈ
હાથમાંથી ધન તારૂં જતું રહેવાનું, પુત્ર પાસેથી પછી લેવાશે નહી
કાચી કાયા તો—૧
પગ પૈડાં તારાં પડી જવાનાં, દેવ દરસને પછી જવાશે નહી
કાચી કાયા તો—૨
ગળાનો ઘાટ તારો રોકાઇ જવાનો, ગોવીંદના ગુણ ગવાશે નહી
કાચી કાયા તો હવે—૩
કહે **હરીભાઇ** સત ગુરૂને ચરણે,
આવા **ચુનીલાલ** મળવાના નહી-કાચી કાયા તો—૪

---

(૩)
**ગરબી.**

મને લાગીરે લટક ગુરૂ ચરણાંકી
ચરણાંકી રે ગુરૂ ભજનાંકી, રે
મને લાગીરે લટક ગુરૂ ચરણાંકી—ટેક
રામ નામ લેતાં પાપ કટત હે
ફોજ હઠે જમ રાજનકી, રે—મને લાગીરે ૧
બ્રહ્મ કપાળે તારે ખુલ્લે દરવાજે
કુચી દીધી ગુરૂ જ્ઞાનોકી, રે—મને લાગીરે ૨
દસે દ્વારાં ખુલ્લાં કરીને
સુરતી દેખે નીરંજનકી રે—મને લાગીરે ૩
કર જોડીને કહે **હરીભાઇ**
કીરપા ભઇ **ચુનીલાલ**નકી—મને લાગીરે ૪

---

(૪)

ધોળ.

સતગુરૂ ડાકોરમાં શોભી રહ્યા

નામ કહેતાં માહારાજ ચુનીલાલ—મગનલાલના દીકરા-ટેક

ઉત્તમ કુળ મેવાડનું જાણીને

ભાવદા માહારાજે કીધી છે મેહેર—મગનલાલના દીકરા—૧

પાયો પીઆલો પુરણ પ્રેમથી

ત્યારે જાણી અગમ ઘરની પેર—મગનલાલના દીકરા—૨

અજ્ઞાન અંધારૂં સર્વે દુર થયું

જોયું ત્રીકળી જ્ઞાનનું ઘર—મગનલાલના દીકરા—૩

જન્મ મરણનો ભય ભાગીયો

થયો રૂદીએ પુરો અભય—મગનલાલના દીકરા—૪

રંક સેવક ઉપર મેહેર કરજો

કર જોડી કહે **હરીભાઇ** મહારાજ **ચુનીલાલને**—૫

---

(૫)

ધોળ.

તું તો સમરણ કરી લે સતગુરૂ સાહેબનું—એ રાગ.

સખીરે એક બેંકરે ચંપો મોગરો,

બીજા બહેકે મહારાજ ચુનીલાલરે, અવસર આવો નહીં આવે ૧

સખીરે ભમરો મોહ્યોરે સુંદર મોગરે,

હું તો મોહ્યો મહારાજ ચુનીલાલ રે—અવસર. ૨

સખી રે ભમરાને વહાલો એક મોગરો,
મને વહાલા મહારાજ **ચુનીલાલ** રે—અવસર. ૩

સખી રે પંદર બારીનું કાયા ગઢ છે,
દશે દ્વારે ચુનીનો ચમકાર રે—અવસર. ૪

સખી રે ગુરૂને પરતાપે **હરીભાઇ** બોલીયા,
પંદરમી બારીએ બીરાજે **ચુનીલાલ** રે—અવસર. ૫

---

(૬)

તું તો ભુલ્યો મન ભમરા, તું તો સાહેબ વીસારીરે બેઠો છે,
તું તો કરી રહ્યો ફુલ કેરી આશરે, ભુલ્યો ભમે રે મન ભમરા. ૧

સાહેબ છુપી રહ્યો છે કાયા ગઢમાં, કાયા ગઢ ખોલીને તમે જુઓ રે—ભુલ્યો. ૨

વાડી રૂપી તે જગત જાણજો, સંસારી સુખને મોહ્યો રે, ભુલ્યો. ૩

ફુલ ખીલ્યાં છે પરભાત પહોરનાં, નમતે પહો રે કરમાઈને થાશે બીડું રે—ભુલ્યો. ૪

પરભાત રૂપી તે જોબન જાણજો, વૃદ્ધપણું તે કહેવાશે નમતો પહોર રે—ભુલ્યો. ૫

સદગુરૂ ચરણે **હરીભાઈ** બોલીયા, અંતરજામી ઓળખાવે **ચુનીલાલ** રે—ભુલ્યો. ૬

---

(૭)

**ધોળ.**

( તું તો સમરણ કરી લે સતગુરૂ સાહેબનું )—એ રાગ.

હું તો નમું રે મહારાજ ચુનીલાલને,
મારા મનની મટી ગઈ ભ્રાંન્ત—હું તો નમું રે. ૧
મહારાજ બીરાજે જે ઘડીઆ તે સુન્યમાં;
રૂડું નામ ધરાવ્યું ચુનીલાલ—હું તો નમું રે. ૨
ધન્ય ધન્ય માતાજીની વૃત્તિને,
ભલાં મણીબા ધરાવ્યું નામ—હું તો નમું રે. ૩
જેમ લાલ શોભી રહ્યા હારમાં,
તેમાં ચુની બીરાજે મંડીલ માંય—હું તો નમું રે. ૪
લક્ષ રૂપી લાલ રે તમે જાણજો,
ચીતમાં શોભે ચુનીનો ચળકાર—હું તો નમું રે. ૫
ગુરૂ પરતાપે **હરીભાઇ** બોલીયા,
**ચુનીલાલ** ઓળખ્યા સાક્ષાત—હું તો નમું રે ૬

---

(૮)

ધોળ. (રાગ ઉપરનો.)

મને રઢ લાગીરે ચુનીલાલની,
મારી ગઇ છે શુદ્ધ ને શાન—મને રઢ લાગી. ૧
હું તો વીસરી ગયો રે કપલસાડીને,
મન મોહ્યું ચુનીની સંગાથ—મને રઢ લાગી. ૨

મન ગોઠે નહીં કામકાજમાં,
દીન રાત રહું છું ચુનીલાલ—મને રઢ લાગી. ૩
ગુરૂ **ચુનીલાલ** પરતાપે **હરીભાઇ** બોલીયા,
તારે ઓળખાવ્યું સત નામ—મને રઢ લાગી. ૪

---

(૯)

### રાગ ઉપરનો.

ફુલવાડી, ફુલવાડીરે, બહુ ફુલી ફજેતી ફુલવાડી (૨)
ફુલવાડી તારી કરમાઈ જાશેરે, બહુ ફુલી ફજેતી ફુલવાડી. ટેક.
ઝાઝી જુકતીથી વાડી બનાવી, માંહી વસે છે માળીરે—બહુ. ૧
પે'લે પરભાતે વાડી ખીલી છે, પછીથી થઇ છે ખુવારી રે—બહુ. ૨
ફુલની ભરેલી વાડી ભેલાવા લાગી, થાળીએ કીધી તૈયારી રે—બ. ૩
**હરીભાઇ** સતગુરૂજીને ચરણે, **ચુનીલાલ**ની બલીહારીરે—બ. ૪

---

(૧૦)

### ગરબી.

આવોને કાનજી કાળા, ગોકુળ ગામ આવોને કાનજી કાળા;
કાન કાળા મોરલીયો વાળા, ગોકુળ ગામ આવોને કામજી કાળા-ટેક.
મથુરાંથી ગોકુળમાં પધારો, મુકો ગોવાળીયાના ચાળા--ગોકુળ. ૧
ગોકુળમાં ગોપી વાટ જુવે છે, મોતીયોની માળા વાળા--ગોકુળ. ૨
ગોકુળમાં આવી રાસ રમાડો, માસીને મારવા વાળા--ગાકુળ. ૩
રાસ રમી ગોપી મહા સુખ પામી, ધન છે નંદજીના લાલા-ગો. ૪

જે ઘડીયા તે સુન્યમાં વસીને, બતાવે સૌને ચાળા--ગોકુળ. ૫
કર જોડીને કહે **હરીભાઈ, ચુનીલાલ** ડાકોરવાળા--ગોકુળ. ૬

(૧૧)

ધોળ.

મારે ઘેર આવ્યા સતગુરૂ દેવ, હું તો ઝબકીને જોવા નીસરી રે;
હૈયે હરખ ન માય, ઘેલી થઈ હરીના નુરમાંરે.
ઘણા દીવસની ઉદાસ, ગુરૂ મળવાની આશ,
જઇ પડી ગુરૂના ચરણમાં રે.
ગુરૂ મારો પ્રેમે પકડયો હાથ, ચાંપી રૂદીયા સંગાથ,
વારી જાઉં ગુરૂના નામને રે.
ચંપો ચંબેલી ગુલાબ, ગુરૂજીને વધાવી લઉં લાભ;
આવો અવસર ફરી નહીં મલે રે.
ગુરૂ મારા આવ્યા મહાજમ રાત, સરવે સંતોની સંગાત,
આસન કીધાં હમારે બારણે રે.
ડાકોર મધે છે મુકામ, મહેતા ચુનીલાલ નામ;
બ્રાહ્મણ મેવાડાની નાતમાં રે.
સતગુરૂ મલીઆ **ચુનીલાલ**, લીધી સેવકની સંભાળ,
**હરીભાઇ** ઉંઘમાંથી જાગૃત થયો રે.

---

(૧૨)

## ધોળ.

જીરે સંત સમાગમ મીઠો છે,
અનુભવ કરતાં રે, અનુભવ કરતાં તે, સત્ય વરતાય;
સમાગમ મીઠો છે. ૧
જીરે અઘોર રજની સારી ઉંઘમાં ગઇ,
જાગી જોયું રે, જાગી જોયું તો જ્ઞાન વરતાય—સમાગમ. ૨
જીરે નીરવરતીને ઘેર બેસજો,
ત્યારે મળશેરે, ત્યારે મળશે સમાગમનો સ્વાદ-સમાગમ. ૩
જીરે પ્રેમ પીયાલો પુરણ ભરજો,
પોતે પીને રે, પોતે પીને, બીજાને પાવરે—સમાગમ. ૪
જીરે **હરીભાઈ** કહે રસ ચાખજો,
**ચુનીલાલ** રે, ચુનીલાલે પાયો મીઠો રસ—સમાગમ. ૫

---

(૧૩)

## આઠવાર—ધોળ.

પહવાની પડપ્રીત ઘટમટ ભૂલીરે—એ રાહ.
આદીતે આઠવાર કહું સાહેલી રે,
આ ભર જોબનની બહાર પીયુંજીએ મેલીરે.—૧
સોમે તે સ્વામી નાથ પર ઘેર માલેરે,
ના બોલે અમારી સાથ કહો કેમ ચાલેરે.—૨

મંગળે મારી સાથ નથી કોઇ સજનીરે,
કેમ એકલડાં રહેવાય કેમ જાય રજની રે.—૩
બુધવારે મારી બેન હું બહું જોતીરે,
ના મળે પીયુજીની જાત ફરૂં છું રોતીરે.—૪
બ્રહસ્પતે ભણુકાર ઘરમાં લાગેરે,
હવે નહીં ચાલે મારૂં જોર ચોદસ લા'ય લાગેરે.—૫
શુકરવારે શોક્ય મળી મને વસમીરે,
બેઠી સ્વામીજીની સાથ બારી દસમીરે.—૬
શનીએ સતગુરૂ સહાય મારી કરજોરે,
આ અનઘડ હરીયાની અરજ ઉરમાં ધરજોરે.—૭
ધન ધનરે મહારાજ **ચુનીલાલ** તમારી માયારે,
તમ પરતાપે આઠેવાર **હરીભાઇ**એ ગાયારે.—૮

---

## (૧૪)

## આઠવાર ઘોળ.

પડવાની પડપ્રીત ઘટમટ ભુલી રે—એ રાહ.

આદીતે અકળ કળા સખી મેં જાણીરે,
નીત ઉઠી ગંગા ઘાટ ભરવા પાણી રે.
સોમે તે સખીઓ સૌ ચાલો વહેલીરે,
આ રાસે રમવા કાજ થઇ છું ઘેલીરે.
મંગળે મારી બે'ન મનડું ડોલેરે,

નહીં આવે શામળીયા લાલની કોઈ તોલેરે,
બુધે તે બીજી વાત સખી ના ગમેરે,
આ ડાકોરના મહારાજ રૂદીયે રમેરે.
બ્રહસ્પતે ભરૂસો મુજને પડીયોરે,
આ સોનાની સળીયે કઠેરો જડીઓરે.
શુક્રરે સુરતા શામળીઆ શું લાગીરે,
આ રાખો ચરણામેં વાસ નહીં જાઉં આઘીરે.
શનીવારે સંદેશો મુજને કહેજોરે,
નહીં વરસતા મહારાજ રૂદીયે રહેજોરે.
નીરવરતી છે નાર **હરીભાઇ** દાસીરે,
મને મળ્યા **ચુનીલાલ** ડાકોર વાસીરે.

---

(૧૫)

## તીથીઓ-ધોળ.

સખી પડવે પ્રભુજી ઘેર આવોરે, સાથે વીરા લક્ષમણજીને લાવો
સામળીયા લાલજી વેલા આવોરે—૧
સખી બીજે બીજા નવ જાણે રે, મન ગમતી તે મોજો માણેરે-સા. ૨
સખી ત્રીજે ત્રીકમજીને કાજેરે, મેંતો મેલી સંસારની લાજેરે-સા. ૩
સખી ચોથે ચેતવણી આપોરે, દાસીનાં દુઃખડાં કાપો-સા. ૪
સખી પાંચમે પ્રેમરસ પાજોરે, અબળાનો પાલવ સા'જો-સા. ૫
સખી છઠ્ઠે છબીલા શું કહીયેરે, ઉદાસી પણામાં રહીયે-સા. ૬
સખી સાતમે સુદ્ધ ગઈ મારીરે, ઝાઝું શું કહીયે તમને વનમાળી. ૭

સખી આઠમે આ ઘર તમારૂંરે, અંધારે કરજો અજવાળું–સા. ૮
સખી નોમે તે નીરખીને જોતીરે આંસુડાં પાલવડે લો'તી–સા. ૯
સખી દશમે દરશન દેજોરે, કુડ કપટ અમને કહેજો—સા. ૧૦
સખી એકાદશીએ જોતીરે, વધાવા લાવી હું તો મોતી—સા. ૧૧
સખી બારસે બીક ના ધરીયેરે, લોકડીયાં દેખીતાં ફરીયે–સા. ૧૨
સખી તેરસે ત્રીવીધી તાપરે સતગુરૂજીને ચરણે માપ–સા. ૧૩
સખી ચઉદસે ચીંતા ગઇ સારીરે, રૂદીયે રાખો કુંજબીહારી-સા. ૧૪
સખી પુનમે પંદરમી બારીરે, આત્મા બીરાજે આસનવારી–સા. ૧૫
**હરીભાઇ** અરજ કરે તમારીરે, **ચુનીલાલે** મારી છે કટારી–સા. ૧૬

---

(૧૬)

### ગરબી.

હાંહાંરે અંતરમાં આતમ ઓળખો આતમ ઓળખો.
પર આત્મા જાણો સરખો, અંતરમાં. આતમ ઓળખો આતમ ઓ.
પંચભુતની કાયા બનાવી, એમાં પુરૂષ એકને પરખો--અંતરમાં.
આરે સંસારની જુઠી ભરમણા, હે જુઠો જાણો માયાનો ચરખો--અં.
આરે અવસર મોઘા મુલનો આવ્યો, હે એને જતન કરીને નીરખો-અં.
લોભ મોહને દુર ખસેડો, હે મટાડો મનના શંકો--અંતરમાં.
પરવરતીને પ્રલે કરીને, હે નીરવતી સાથે સરખો—અંતરમાં.
નવસે નવાણું નદીયો ભરેલી, હે પરાની પારે પરખો—અંતરમાં.
**હરીભાઈ**ને **ચુનીલાલ** મળીયા, હે સુન્યમાં આતમ ઓળખ્યો--અં.

---

(૧૭)

**ધોળ.**

સતગુરૂ કહેરે બોલતાને બુજવા—એ રાગ.

સખી મને વંદ્રાવન લઈ ચાલોરે લાલ.
વનમાં વાગેરે મધુરી મોરલીરે—વનમાં વાગેરે.
ભર નીંદ્રામાં ઝબકી ઉઠીરે,
કે મટી ગયું માયાનું અંધારૂંરે લાલ—વનમાં વાગેરે.
સખી હુંતો તતબર તૈયાર થઈરે,
કે રમવા શામળીયાની સાથેરે લાલ—વનમાં વાગેરે.
સખી હું તો વંદ્રાવન ફરૂં એકલીરે,
કે પ્રભુ મળે તો આનંદ થાય હો લાલ—વનમાં વાગેરે.
સખી હુંતો ભ્રમણાથી ભુલી પડીરે,
કે વહાલો મારો વસે પ્રેમીજનની પાસેરે લાલ--વનમાં વાગેરે.
સખી શું પાડ માનું **ચુનીલાલ**નોરે,
અનઘડ **હરીભાઈ**ને આસરો તમારોરે લાલ--વનમાં વાગેરે.

---

(૧૮)

**ગરબી.**

હાં હાંરે પ્રભુની ભણી પગ ભરીએ, પગ ભરીએ—ટેક.
કુડ કપટને દુર કરીએ,
દયા દીનતાની સાથે વરીએ—પ્રભુની ભણી.
નીત ઉઠી ગંગાજીમાં નહીએ,
પછી દેવ મંદીર ભણી વરીએ—પ્રભુની ભણી.

ચોખા ચંદનને પુષ્પ લઇએ,
પછી હાર પ્રભુને કંઠે ધરીએ,—પ્રભુની ભણી.
પુર્ણ પ્રેમ રૂદેમાં ધરીએ,
પછી સામળાનાં દર્શન કરીન—પ્રભુની ભણી.
પ્રેમ ગુરૂ **ચુનીલાલ** કરીએ,
સુરતાઓ **હરીભાઇ** પર ધરીએ—પ્રભુની ભણી.

---

(૧૯)

ગરબી.

હાં હાંરે ભજનમાં હેતે હાલો હેતે હાલો—ટેક.
ટેક ગુરૂજીના નામની ઝાલો—ભજનમાં.
કાળ ક્રોધને દુર કાઢો, સતગુરૂના શબ્દો ઝાલો—ભજનમાં.
લોભ મોહનો બાંધો ભારો, કબુદ્ધીને મુળમાંથી કાઢો—ભજનમાં.
સમજ્યા વીના તમે મહાલો, એ તો બકરાં ચાવે પાલો-ભજનમાં.
પુરણ પ્રેમ રૂદેમાં ધારો, બાવન બહાર પરખાવાવાળો-ભજનમાં.
અનઘડ **હરીયા**ની સામું ભાળો, **ચુનીલાલ**ના શબ્દો ઝાલો-ભજ.

---

(૨૦)

રાગ ચાલતી ગરબી.

વાટો જોઉં છું ગુરૂદેવરે મંદીરે આવો
ઉભી રહી કરૂં તમારી સેવરે મંદીર આવો.

### સાખી

મંડપ રચાવું મારે આંગણેરે દીવડા મેલું દ્વાર,
સોના બાજઠ ઢાળું બેસવા;
ચાલ—રૂપેરી ચંમર શોભાદારરે—મંદીરે આવો.

### સાખી

ચંદન ઘસાવું ચતુરાઈથીરે સોઢમ કસ્તુરી સાથ,
તીલક કરૂં ગુરૂ દેવને;
ચાલ—ચોખા ચોટાડું ભાલરે—મંદીરે આવો.

### સાખી

કાચી કળીયોનાં પુલ વીણાવુંરે ચોસઠગું થાવું હાર.
પ્રેમે પહેરાવું ગુરૂ દેવને;
ચાલ—ગુલાબી ગજરો શોભાદારરે મંદીરે આવો.

### સાખી

વીલંબમાં વેળા વહીજશેરે જાશે આજ કે કાલ,
પુરણ પ્રેમ રૂદે થયો ત્યારે,
ચાલ—**હરીભાઇ**ને મળીયા **ચુનીલાલ**રે મંદીરે આવો.

---

(૨૧)

## મહીયારી

### દાણલીલા.

સખી વંદ્રાવનની વાટે ગોવાલણ ઘેરી છે,
તું મોઘા મલાજાવાળી દાણીનું દાણ આલી દે;

તું કયા તે રાયનો બેટો રે ગાયના ગોવાળા,
તું રહેને મારાથી છેટો રે ગાયના ગોવાળા.

સાખી

ગોકુળની ગોવાલણીરે, મથુરાં મહી વેચવા જાય;
વચમાં કાનજી આડો પડયો, મારો પ્રીતેથી પાલવ સાયરે
ગાયના ગોવાળા.

સાખી

કીયા આહીરની બેટડી રે, શું છે તારૂં નામ;
મહી ગોરસનું દાણ નહીં આપે તો, પાછાં સીધાવો ગોકુળ ગામરે
મહીની મહીયારી.

સાખી

બ્રખુભાનની બેટડી રે, છોટી રાધીકા મારૂં નામ;
ઘણા દીવસથી મહી વેચીએ, હજી નથી આપ્યું કોઇને દામરે
ગાયના ગોવાળા.

સાખી

મથુરાં મારૂં ગામડું રે, ગોકુળની ચારૂ ગાય;
હજુ નથી ઓળખતી મારા પિતા છે નંદરાય રે.
મહીની મહીયારી.

સાખી

નંદને ના વખાણીયેરે, આણ ફેરવે કંસરાય;
તુજ સરખા ગોવાળીયા નીત્ય આંગણીયે ફેરા ખાયરે.
ગાયના ગોવાળા.

સાખી

ફેરાનાં ફળ લઇશું રે, શાને કરે છે શોર,
રાધીકા કારણુ કાનજી રે, ચારે ગોકુળનાં ઢોર રે
મહીની મહીયાળી.

સાખી

વાંકા બોલ ના બોલીયે રે, આપીશ મહીનાં દાણુ;
અબળા જાત છું આહીરની, જઈ બ્રખુભાનને કરૂં જાણુરે,
ગાયના ગોવાળા.

સાખી

બ્રખુ જાતનો ભરવાડ રે, રાખે બકરાં ને ગાય;
દુવે વલોવે ને છાશ પીયે, બીજું તેનાથી શું થાય રે.
મહીની મહીયારી.

સાખી

નાના સરીખા કાનજીરે, ના કરો વડાઇ,
નંદબાવા મારે નેહડે વસે છાશ પીયે દેવકી માઇરે.
ગાયના ગોવાળા.

સાખી

રાધા વનમાં એકલી, કોઇ નથી તારી સાથ,
ઘણુા દીવસથી ફરતો હતો આજે આવી છે મારે હાથરે.
મહીની મહીયારી.

કાંમણગારા કાનજીરે ચોર્યું મારૂં ચીત્ત,
વનમાં રાધા હારી બેઠી કાનજીની થઇ છે જીત રે,
ગાયના ગોવાળા.

મેલા મનના કાંનજીરે તમારે મારે નથી રીસ,
અંતરના પડદા ઉઘેડીઆ રાધા ઓળખી લેજો જુગદીશરે.
મહીની મહીયારી.
ડાકોરમાં **ચુનીલાલ** વસે, **હરીભાઇ** કપલસાડી માંહી,
બે મુકામ જાહેર બતાવું બાકીના મુકામ છે ત્રણ રે.
ગાયના ગોવાળા.

---

(૨૨)

### ગરબી

આવોને મુગટ ધારી, છબીલા કાન આવોને મુગટ ધારી
ગોકુળમાં ગોપી ઘેલી ફરે છે, વાટો જુવે છે તમારી–છબીલા ૧
ગોકુળથી વંદ્રાવન રૂડું, રાસ રમ્યાની બલીહારી–છબીલા ૨
વંદ્રા તે વનમાં રાસ રમાડો, એમ કહે છે વૃજની નારી–છબીલા ૩
પરવરતી પરવારીને બેઠી, એમ કહે છે નીરવર્તી નારી–છબીલા ૪
કરજોડીને કહે **હરીભાઈ, ચુનીલાલ** પર જાઉંવારી–છબીલા ૫

---

(૨૩)

### ગરબી.

તમે હાલો જઘડીઆ સ્ટેશન, ચુનીલાલની બલીહારી
નીરમળ રાખોને સૌનાં મન—ચુનીલાલ. ( ૧ )
રૂડી રીતે થાશે દરશન—ચુનીલાલ. ( ૨ )
પાવન થાશે સરવેનાં તન—ચુનીલાલ. ( ૩ )

તમે થાવોને હરીજન—ચુનીલાલ. ( ૪ )
પ્રભુજી થાશે પરસન—ચુનીલાલ. ( ૫ )
કરી હરી ગુરૂ સંતે સહાય—ચુનીલાલ. ( ૬ )
અનઘડ **હરીભાઇ** ગાય—ચુનીલાલ. ( ૭ )

---

(૨૪)

**રાગ ચાલતી—ગરબી.**

આવે આવે ગોવાળીયાની સંગે રમતો
સંગે રમતોરે મારે મન ગમતો આવે આવે—ટેક.
ખભે કામળીયોને હાથે લાકડીયો
ગોકુળની ગાયો પુઠે ભમતો. આવે આવે—૧
વંદ્રા તે વનની કુંજ ગલનમેં
મોરલીના સુરે મારૂ મન હરતો. આવે આવે—૨
વંદ્રા તે વનમાં રાસ રચ્યો છે
દાણની કાજ ગોપીને દમતો. આવે આવે—૩
ગુરૂ મહારાજે દયા કરી છે
**હરીભાઇને ચુનીલાલ** મન ગમતોરે આવે આવે-૪

---

(૨૫)

**થાળ.**

પધારો લાલ પાવન કરવાને ઘર મારાં
પાવન કરવાને ઘર મારાં પધારો લાલ—ટેક.

મારે આંગણીએ વાલા ચંપો રોપાવું
કાચી કળીઓનાં ફુલ સારાં પધારો લાલ—૧
બત્રીસ વાનીના વહાલા રસોઈ બનાવું
તેત્રીસ વાનીનાં શાક સારાં પધારો લાલ—૨
લવંગ સોપારી ને એલચી મંગાવું
કપુરી પાન છે સારાં પધારો લાલ—૩
કહેરે **હરીભાઇ** સત્તગુરૂ ચરણે
**ચુનીલાલ**નાં દરશન સારાં—પધારો લાલ—૪

(૨૬)

**થાળ.**

કાંનજીને ઘેર્યો વંદ્રાવન ગોપીએ એ રાગ.

ચાલો સખી જઈએ વંદ્રાવન રાસમાં
સરખી સાહેલીયો વાટ જુવે છે ઉભી છે જુમનાં ઘાટમાં ચાલો-૧
ભાત સુકવેલનો સુંદીર બનાવ્યો
ઘીની વાઢી સંગાતમાં ચાલો-૨
પેંડા પતાસાંને ઘેબર ઘારી સેવ સુંવાળી સંગાતમાં ચાલો-૩
સુરણ રતાળાનું શાક બનાવ્યું ભાજી વીદુરની પાસમાં ચાલો-૪
આદા બીલીનું અથાણું લાવી દુધીનું રઈતું સ્વાદમાં ચાલો-૫
સોનાના થાળમાં સામગ્રીભરી રેશમનો રૂમાલ સાથમાં ચાલો-૬
પુરણ પ્રીતે કાનને જમાડું થાળ રાખીશ મારા હાથમાં ચાલો-૭
આબખોરો અજવાળીને લાવી જળ ભરીશું જુમના ઘાટમાં-૮

કપુરી પાનની બીડી બનાવી એલચી લાવી પુરણુ હેતમાં ચાલો-૯
કહે **હરીભાઇ** સત્તગુરૂ પ્રતાપે **ચુનીલાલ** રહે છે આનંદમાં-૧૦

---

(૨૭)

**ભજન.**

ગુરૂ મારા ઘટમાં રમોને દીન રાત
ઘટમાં રમોને દીન રાત-ગુરૂમારા ઘટમાં રમોને દીન રાત.
કાચી કાયામાં વાસો પુરીને
નર નારીનો સંગાત —ગુરૂ મારા ઘટમાં—૧
કાચી કાયારે ગુરૂએ, પાવન કીધી
ચૈતન થયાં રે નર નાર —ગુરૂ મારા ઘટમાં—૨
સરવે સ્થાને શાન્તી રે થઈ
વરતાયો જય જય કાર —ગુરૂ મારા ઘટમાં—૩
કર જોડીને કહે **હરીભાઇ**
**ચુનીલાલ** ઓળખાયા સાક્ષાત
ગુરૂ મારા ઘટમાં રમોને દીન રાત—૪

---

(૨૮)

**ભજન.**

મનવો ફરે રે ઉદાશી, ગુરૂ વીના મનવો ફરે રે ઉદાસી-ટેક
સતગુરૂ સમરથ મુજને રે મળીઆ,
નથી રાખીરે કાંઇ કાચી—ગુરૂ વીના મનવો—૧

કોઈ જાય મથુરાં કોઈ જાય કાશી
કોઇ સમરણ કરે છે દીન રાતી—ગુરૂ વીના—૨
સતગુરૂ સેવીને પાવન થાજો ભાઇ
સીદ ભમો મથુરાંને કાશી —ગુરૂ વીના—૩
સમરથ ગુરૂ તમે રાખોને માથે ભાઇ
મટી જાય લક્ષ ચોરાસી —ગુરૂ વીના—૪
**ચુનીલાલ** પ્રતે કહે રે **હરીભાઇ**
નહી જાઉં મથુરાંને કાશી—
ગુરૂ વીના મનવો ફરે રે ઉદાશી—૫

---

(૨૯)

હું તો મોહ્યોરે મહારાજ ચુનીલાલ, બલીહારી તમારા નામને;
મને સુઝે નહીં રે કામકાજ, રટું છું પ્રભુના નામને—(ટેક)
સ્વપ્ના જેવો છે સંસાર, મોહ્યો તો માયા જાળને;
મને માર્યા જ્ઞાનના ઘાવ, હટાવ્યા ક્રોધ કાળને—હું તો મોહ્યોરે ૧
કાયા કાચું બનેલું છે સ્થુળ, આતમ અમર જાણીને;
એનો વાસો કાયા ગઢ માંય, કરવા શુદ્ધ કામને—હું તો. ૨
લોભ મોહ કરે છે બહુ જોર, રોકીને આતમરામને;
મને વાગ્યાં શબ્દનાં બાણુ, ઓળખ્યા ચુનીલાલને—હું તો. ૩
અનગડ કહે છે રે **હરીભાઇ** પ્રભુના ગુણુ ગાઇને;
ગુરૂએ બતાવી સતની શાંન, કેળવણી **ચુનીલાલની**—હું તો. ૪

---

(૩૦)

મને મલ્યારે મહારાજ ચુનીલાલ, દુગધાયો મારી દુર થઈ;
અજ્ઞાન ખશી ગયું દુર, જ્ઞાન થયું અજવાળું—ટેક.
પરવરતીનું નહીં ચાલે જોર, નીરવરતી પટરાણી થઇ—મને. ૧
કાળ ક્રોધ થયા રે લાચાર, લાચાર પરવરતી થઇ;
પ્રેમનો થયો રે ઝળકાર, નીરવરતી બહુ રાજી થઇ—મને. ૨
મન અટકયું ચુનીની સાથ, ગરીબી માંહી ગ્રહણ થઇ;
મારી મટી ગઈ સહુ ઘાત, પ્રેમની સાથે ઘેલી થઇ—મને. ૩
ગુરૂ મલ્યા ગરીબ નવાજ, અનગડ કાયા ચેતન થઇ;
કર જોડીને કહે છે **હરી**ભાઇ, કીરપા તો **ચુનીલાલ**ની થઇ-મને. ૪

---

(૩૧)

(કીતને ગયે જખ માર, ભજન બીના કીતને)-એ રાગ.

યુદ્ધ રચોને મજબુત, શુરવીરો તમે યુદ્ધ રચોને મજબુત.
ભેદુ ચુનીલાલનેપૂછ, શુરવીરો તમે યુદ્ધ રચોને મજબુત-ટેક.
ચુનીલાલ સરખા ભેદુ મળે તો, રોકી ના શકે જમ દુત-શુરવીરો ૧
ભેદુ વીનાના યુધ્ધે જશો તો, કુટાઇને થાશો ભુત-શુરવીરો. ૨
રાજાદુર્યોધન ગયોરે દુવારકાં, પરણાવવા પોતાનો સુત-શુરવીરો ૩
અજાણ્યો અભેમાન અરજુન સુત, ભેદુ મળેરે એડંબાનો
સુત-શુરવીરો. ૪
કરજોડીને કહે છે **હરીભાઈ**,**ચુનીલાલ** રચેરે મજબુત-શુરવીરો ૫

---

(૩૨)

**જ્ઞાની ઘોડો શણુગારો, સંતો ભાઈ જ્ઞાની ઘોડો શણુગારો-ટેક.**
મહા રણુમાં યુદ્ધ આરંભ્યું ત્યારે, શુરનો થયો છે રણુકારો;
કાયર સરવે કંપીયા ત્યારે, યુધ્ધે ચઢે શુરવીરો—સંતો ભાઈ. ૧
મહા રણુમાં યોદ્ધા ભારે છે, તેને જીતીને પાર પાડો;
ગરીબ બીચારી ગાય ઘેરાણી, તેનો કરોને ઉગારો--સંતો ભાઇ. ૨
શબ્દ શીરોઇ બાંનુ બંદુકો, ઝાલીને થાય તૈયારો;
મન મારીને ઘોડો બનાવો, પછી જ્ઞાન ગોળીનો માર મારો.
સંતો ભાઈ. ૩
યુદ્ધ જીતીને પાર પહોંચીયા, પછી નથી રોકનારો,
કર જોડીને કહે **હરીભાઇ, ચુનીલાલ** ડાકોરવાળો;
સંતો ભાઇ, જ્ઞાની ઘોડો શણુગારો—

---

(૩૩)

નામ કેળવીને સ્થીર કીધી, ધણીએ મારે નામ કેળવણીને સ્થીર કીધી
પાંચ તત્વની કાયા બનાવી માંહી, પચીશ નારી મુકી દીધી;
બહુ કારીગરી કાયાની કરી, નાભી કમળે જડી દીધી--ધણીએ. ૧
કાચી માટીની કાયા બનાવી એની જુગતે જાળવણી કીધી;
ઘાટ સરવે તૈયાર થયો ત્યારે, પંદરમી બારી મુકી દીધી-ધ. ૨
નાભીથી ઓહંમ ઉઠીઓને, ત્રીકુટીએ તાળી લીધી;
શુન્ય શીખર પર આપ બીરાજે, દોરી પોતાને હાથ લીધી-ધ. ૩

કાયા ગઢ એણે છોડવા માંડયું ત્યારે, દશે બારી બંધ કીધી;
કાયા તરછોડીને જુદા થયા ત્યારે, પંદરમી બારી વાશી દીધી-ધ.૪
હરી ગુરૂ સંતે કૃપા કરી ત્યારે, ભક્ત પદવી દીધી;
કરજોડીને કહે **હરીભાઇ ચુનીલાલે** શાંન કીધી-ધણીએ. ૫

---

(૩૪)

ભક્તિ શીરોયો કેરી ધાર, ભજન કર ભાવે—(ટેક)
ભજન ભકતીનું જોડું બનીને, સંત સમાગમો આવે;
સત સંગના ફળ મીઠાં લાગે, પેટ ભરીને ખાવે-ભજન કર ભાવે ૧
કાળ ક્રોધને કાઢી નાખીને, મનવો ઠીક ઠરાવે;
પ્રેમ પ્રસાદી પુરણુ પાવે, નીરવરતી ઘર આવે--ભજન કર ભાવે ૨
સંસાર સાગર મહા જળ ભરીયાં, કોઇ વીરલા પાર જાવે;
મહા બળીયા ગુરૂ ગમવાળા, સતની રાહે જાવે-ભજન કર ભાવે ૩
પ્રભુ પદ જેણે નયણે નીરખ્યું, તેની દુગધાયો દુર જાવે;
કહે **હરીભાઇ** સતગુરૂ ચરણે **ચુનીલાલ** રાહયો બતાવે—
ભજન કર ભાવે ૪

---

(૩૫)

મેલીને હાલ્યો વણઝારો, સુંદર કાયા—એ રાગ.

**દલરે દરીયામાં દવ લાગ્યો, પ્રભુજી આતો દલરે દરીયામાં દવ લાગ્યો;**
**સારી રજની મેં તો ઉંઘમાં ગુમાવી, ચુનીને ચમકારે જાગ્યો-પ્ર. ૧**
**પરવરતી પલ્લવ પકડીને ઉભી, નીરવરતીનો નીસાસો લાગ્યો-પ્ર. ૨**
**પરવતીને પડતીરે મુકી, નીરવરતી સંગે લાગ્યો--પ્રભુજી ૩**

સાતમી બારીએ પરવરતીને મુકી, દશમી બારીએ જઈ લાગ્યો. ૪
ત્રિકુટી તખત પર જોયું, સુખમણાએ ભે ભાગ્યો--પ્રભુજી ૫
કહેરે **હરીલાલ** સતગુરૂ ચરણે, **ચુનીલાલ**નો રંગ લાગ્યો–પ્ર. ૬

---

(૩૬)

### રાગ ઉપરનો.

મન મમતાને વારે, પ્રભુજી મારા મન મમતાને વારે (૨)
લોભ મોહને દુર ખસેડે, મુક્તીના મારગ બતાવે—પ્રભુજી. ૧
સંસાર સાગર સંપુર્ણ ભરેલો ભકતીના નાવે બેસાડે—પ્રભુજી. ૨
સુરતા રૂપી સઢરે ચઢાવે, શબ્દ સુકાણું ઝલાવે—પ્રભુજી. ૩
સદગુરૂ નામની શાંન બતાવી, **ચુનીલાલ હરીલાલ**ને જગાડે. ૪

---

(૩૭)

### રાગ ઉપરનો

કાનુડો છે કામણગારો, જશોદાજીનો કાનુડો છે કામણગારો. (૨)
ગોકુળમાં જઈને વહાલે કામણ કીધાં, મીઠી મોરલીયોવાળો-જ.૧
ગોકુળની ગોપી વહાલે ઘેલી બનાવી, એવો એની મોરલીનો
ચાળો-જશોદાજીનો. ૨
ગોરસનાં દાણ કાને હઠ કરી લીધાં, મહીરે માંખણનો ખાનારો. ૩
વૃંદાવનમાં કાળા કાનજી બીરાજે, ગોકુળની ગાયો ચારનારો. ૪
મથુરાંની વાટે કાનો હઠ કરી બેઠો, કાળી કામળીયોવાળો--જ. ૫
ગુરૂ **'ચુનીલાલ'**ના નામથી મોહ્યો **હરીલાલ** કપલ સાડીવાળો. ૬

---

(૩૮)

## રાગ ઉપરનો

**વાટડી જોઉં છું તમારી, પ્રીતમ વહાલા વાટડી જોઉં છું તમારી. ટેક.**
ઘણા દીવસની વીજોગવાળી, અરજો સુણજો હમારી—પ્રીતમ. ૧
અબળાની અરજો ઉરમાં ધરજો, ગરૂડે કરજો સ્વારી—પ્રીતમ. ૨
વંદ્રા તે વનની કુંજ ગલનમાં, મોરલીની ગત ન્યારી-પ્રીતમ. ૩
આ તેડે ગંગા ને પેલી તેડે જુમનાં, વચમાં છે ગીરધારી-પ્રીતમ. ૪
કહેરે **હરીભાઈ** સતગુરૂ ચરણે, **ચુનીલાલ**ની બલીહારી-પ્રીતમ. ૫

---

(૩૯)

## રાગ ઉપરનો

સતગુરૂ સાર બતાવો મુને, પાર ઉતારો મહારાજ બાલુ;
સતની રાચો બતાવોરે હોજી
આરે સંસારીયાનું સગપણુ ખોટું ને, જુઠે જુઠાને ભરમાવ્યોજી;
મહા મસ્તાની માયા નાર ધુતારી, તેના ફંદમાં ફસાવ્યો—
મહારાજ બાલુ. ૧
સંસાર સાગર અખંડ ભરેલો ને, તરસાને તલખાવો;
ખારા સમુદ્રમાં મીઠીરે વહેરી, અમૃત પીઆલો પાવો—
મહારાજ બાલુ. ૨
લોભ મોહને દુર ખસેડીને, નીરવરતી ઘેર લાવો રે હોજી;
કાળ ક્રોધને કાઢીરે નાખીને, એક કીરતાર ઓળખાવો—
મહારાજ બાલુ. ૩

હરી ગુરૂ સંતના ચરણુ કમળમાં, હેતે **હરીભાઇ** આવ્યો;
ડાકોરવાળા મળ્યા **'ચુનીલાલ'**, ભુલ્યાને ભાળ બતાવો—
મહારાજ બાલુ. ૪

---

(૪૦)

અજર પીયાલો પાયો ચુનીલાલે, અજર પીયાલો પાયો. (૨)
સંસાર સાગર દુ:ખનો ભરેલો ને હરીભાઈને ત્યાં સાહ્યો;
પીધો પીયાલો ને લાગી ચોટ ત્યારે, અનગડ હરીભાઈ ધાયો—૧
દુ:ખ સરવે દુર થયું ત્યારે, પુરૂષ એક નજરે આવ્યો;
એરે પુરૂષની સંગત થાતાં, ચુનીલાલે પાલવ સાહ્યો—ચુનીલાલે. ૨
નામ સાંભળી ચુનીલાલનું અજાણ્યો હરીભાઇ ધાયો;
આવતાં એમણે પાલવ સાહ્યો, સતની રાહે ચલાવ્યો—ચુનીલાલે. ૩
ગુરૂ મહારાજે મહેર કરી ત્યારે, તેમનો આસરો સાહ્યો;
મહારાજ **ચુનીલાલે** કીરપા કરી ત્યારે, **હરીભાઇને**
આતમ ઓળખાવ્યો;
'ચુનીલાલે' અજર પીયાલો પાયો—૪

---

(૪૧)

( પ્રભાત ) જુના મારગ હયો જાણી મારા સંતો જુના.
ધનન ધનન ઘડીઆળાંરે વાગે ત્યારે, અનગડ હરીભાઈ જાગે.
ચુનીલાલ, શબ્દે રંગ લાગે રેજી.
કામ ક્રોધ બે દુર ખસે ત્યારે, લોભ મોહ ઘર ત્યાગે રેજી,

નીરવરતીનો થયો પસારો, નીરવરતીનો હાં....
થયો પસારો ત્યારે, પ્રેમ પીયાલો માગે–ચુનીલાલ શબ્દે. ૧
પાંચ તત્વનો બંગલો બનાવ્યો ત્યારે, ત્રીગુણનો રંગ લાગે હોજી;
ઓહંગ સોહંગની સડક બનાવી, ઓહંગ સોહંગની હાં....
સડક બનાવી ત્યારે, સુખમણા ઘર જઈ જાગે—ચુનીલાલ. ૨
ગુરૂ જ્ઞાનનું ઘરેણું ઘડાવ્યું ત્યારે, શાંતિ શણગાર માગે હોજી;
દશે દ્વારાં ખુલ્લાં થયાં ભાઇ, દશે દ્વારાં હાં....
ખુલ્લાં થયાં ત્યારે, પંદરમી બારી આતમ જાગે—ચુનીલાલ. ૩
હરી ગુરૂ સંતની સેવા કરી ત્યારે, ભાવ ભરૂસો જાગે હોજી;
મહારાજ '**ચુનીલાલે**' દયા કરી ભાઈ, મહારાજ ચુનીલાલે હાં....
દયા કરી ત્યારે **હરીભાઇને** સાચો રંગ લાગે—ચુનીલાલ. ૪

---

(૪૨)

મજબુતની ખીલી જડી ચુનીલાલે મજબુતની ખીલી જડી (૨) (ટેક)
પંચ ભુતની કાયા બનાવી, માંહી જોવાની જુકતી મડી;
જોઈજોઈને તરપત થયો ત્યારે અમુલખ વસ્તુ અડી—ચુનીલાલે. ૧
નાભી કમળે નીરખતાં તો વસ્તુ કાંઈ ના જડી;
પરવરતીનો પસારો જોઇને સુરતા પાછી પડી—ચુનીલાલે. ૨
આવક જાવક બે ભેગા થયા ત્યારે ત્રિકુટીએ તાળી પડી;
તાળીને શુરે ચઢીને જોતાં, અલબેલાની જગા જડી—ચુનીલાલે. ૩
ત્રિકુટી તખત પર જોયું ત્યારે, નાર એક નજરે પડી;
એક બીજીનો મેળાવો થાતાં, સુન્યમાં જઈને અડી—ચુનીલાલે. ૪

ગુરૂ મહારાજ મુજને મળીઆ ત્યારે, પંદરમી બારી જડી;
કહે **હરીભાઈ 'ચુનીલાલ'**ને, શબ્દે સુન્યમાં સુરતા અડી
ચુનીલાલે. ૫

---

(૪૩)

ઓધવજી સંદેશો કહેજો શ્યામને--એ રાગ.

ચાર મહીના ચોમાસુ આવ્યું રે સ્વામી બહારજો;
નદીઓ ભરેલાં સ્વામી પુરજો, ઉતરવાનો નહીં મળે આરોજો--
આશાઓ મુકોરે પરદેશની. ૧

ચાર મહીના શીયાળો શું કહું સ્વામી વાતજો;
એકલડાં કેમ રહેવાય મોટી રાતજો, હલકેરી વાયેરે સ્વામી
ટાઢજો--આશાઓ મુકોરે પરદેશની. ૨

ચાર મહીના ઉનાળો કેમ રહે એકલી નારજો;
આ અવસર ના આવે વારંવાર જો, શણગાર પહેરીને ફરવા બહારજો;
ઓ અબળા તું એવી હઠ ના કરતીજો, પળ એક ના રહું
પરવરતીની પાસજો;

ડાકોરના રહેવાસી **'ચુનીલાલ'** જો, પ્રેમથી પકડયોરે
**હરીભાઈ**નો હાથજો--આશાઓ મુકોરે. ૩

---

(૪૪)

જળહળ બંબા ખંડા ધારી, એવા સુન્ય મંડળમાં તંબુ તાણ્યા;
સુના નગર વસીયાણુ કરતાં, નર એક નજરે આવ્યો રે;
શબ્દોનાં વાગેલાં મનડાં ઘાયલ થયાં રેજી.
એરે નરનો નાશ કરીને ઘર સારૂં વસાવો,
સુના નગર વસીયાણુ કરીને, લેજો મનુસા દેહ લાવો રે–શબ્દોનાં.
તોપ તમંચા દારૂ મંગાવોને, સામો ગોળીનો માર મારો;
એથી પાછો ના હઠે તો, સમશેરનો માર સારો રે––શબ્દોનાં.
મહા રણમાં વાજાં વાગે ત્યારે કેમ છુપે શુરવાળો;
સગાં સંબંધી આગળ આવે પણ, કોઇથી ન થયો ખારો રે–શબ્દોનાં.
મહા રણમાં કેર મચાવ્યો ને વરતાવ્યો હાહાકાર;
શુરવીર સંગરામે ચઢયો નહીં, પાછો પગ ધરનારો રે–શબ્દોનાં.
એરે પુરૂષનો નાશ કરો, એને જીતી શકે ના કોઇ;
'ચુનીલાલ' ઘેરો ઘાલીને ઉભા, એની પુઠે હરીભાઇ–શબ્દોનાં.

---

(૪૫)

રામ રમેરે મારો હરી તો રમે––એ રાહ.
નીરખો નેણાં મે મારો લાલ રમે,
લાલ રમે રે ગુરૂદેવ રમે રે––નીરખો.
હાથે આવેલો હીરલો પરખીને લેજો રે,
ફરી નહીં આવેરે વારો બીજો સમે રે—નીરખો.

ભર રે નીંદ્રામાં જેમ સ્વપનાં આવે રે,
જાગ્રત થયાને મન ચીંતામાં ભમે રે—નીરખો.
મોટેમો વાળા સરવે મોટેમ તજીયા રે,
સતના શુરવીરો ગુરૂનાબાનાને નમેરે—નીરખો.
અરજ કરૂં છું ગુરૂદેવ તમોને રે;
વારે ચડો રે મારી વસમી સમે રે—નીરખો.
દેવીઓ વાળા જેમ દેવીને નમે રે;
અનગડ **હરીભાઈ, ચુનીલાલ**ને નમે રે-નીરખો.

---

(૪૬)

ભજન ગમેરે તારૂં ભજન ગમે સીતાપતી રામ—એ રાગ.

નહીમુકુંરે હું તો નહી મુકું, મારા મનના માનેલા ગુરૂ નહી મુકું
આ પુર્વેના સંસ્કારે સતગુરૂ મલીઆ રે,
આવ્યો અવસર હવે કેમ ચુકું રે—મારા મનના—૧
આ-ઘણા દીવસથી વીજોગ પડેલા રે,
મળીઆ ગુરૂજી એના નામને જુકું રે—મારા મનના—૨
આ-જ્ઞાનની ગુણો ગુરૂજી છોડીને બેઠા રે,
નજરે નીહાળી હું તો જ્ઞાન લુટું રે—મારા મનના—૩
આ સનમુખ બેસી ગુરૂજી સાન બતાવે રે,
શાને સમજીને કહું છું ટુકું રે—મારા મનના—૪
**ચુનીલાલ** પ્રતે કહેરે **હરીભાઇ**,
રૂદીઆ કમળમાં મુરતી ગુરૂની મુકું રે,
મારા મનના માનેલા ગુરૂ નહી મુકું રે—૫

---

(૪૭)

**રાગ ઉપરનો**

કહાંરે મુકુંરે હવે કહાં રે મુકું આવ્યો અમુલખ
હીરલો એને કહાંરે મુકું રે—ટેક

આ-કાયારે ઘડમાં ચોર ધુતારા રે
વીલો મુકું તો મારી સુરતા ચુકું રે આ૦યો—૧
આ-દીલની દાબડીમાં ભરીને રાખ્યો રે
બુદ્ધીની બારી મજબુત જડી રે આ૦યો—૨
આ-જુગતીથી જાળવણી કરીને રાખ્યો રે
પ્રેમ પટારામાં મુકી ફરૂં રે આ૦યો—૩
સુરતાની સાકળો સભર ચઢાવી રે
ગુરૂ ગામનું ઘર તાળે કરૂં રે આ૦યો—૪
દસે દવારે ધીર નથી રહેતી રે
પંદરમી બારીએ હીરલો મુકું રે આ૦યો—૫
કર જોડીને કહે રે **હરીભાઈ**
ગુરૂ **ચુનીલાલ** શું હીરલો જડયો રે
અમુલખ હીરલો એને ત્યાંરે મુકું રે આ૦યો—૬

---

(૪૮)

**ભજન**

કાયાના ડુંગર ચઢી જુવો—સામા બેઠા હરી રે—એ રાગ.

જ્ઞાની ઘોડે ચઢી જુવો, સામા દીસે ગુરૂ રે
રૂદીઆ કમળ ખોલી જુવો, દીસે રૂદીયા માંહી રે જ્ઞાની-૧

પાંચતો પરથમ જુવો, પચીસ પાંચની માંહી રે (૨)
ત્રણનો ટંકશાળ થયો, એકે હાથ લીધો રે જ્ઞાની—૨
રણના રણવટીયા તો શોભે રણની માંય રે (૨)
કાયરનું-ત્યાં કામ નથી, અંધારે અથડાય રે જ્ઞાની—૩
અજાણ્યા **હરીભાઇ**ની ગુરૂએ કીધી સાહાય રે (૨)
મલીઆ ગુરૂ **ચુનીલાલ** ફેરવ્યો દેસ માંય રે
જ્ઞાની ઘોડે ચઢી જુવો—૪

---

(૪૯)

**ભજન**

ગુરૂ મને દીયોને દેદાર, સાહેબ મુને દીયોને દેદાર
મુખડાં નીરખ્યાની મને હોંસ ઘણી હેજી.
ગુરૂ હું તો ભૂલેલો ભમું છું બધા ભવમાં હેજી
હવે નથી બીજો ઉપાય--નથી બીજો ઉપાય
મુખડાં નીરખ્યાની મને હોંસ ઘણી હેજી—૧
ગુરૂ મારા પુરારે ભેદુ છો, તમે ભોમીયા હેજી.
ભૂલેલાની લેજો સંભાળ (૨) મુખડાં નીરખ્યા—૨
ગુરૂ મારે પ્રેમની કટારીઓ વાપરી હેજી.
વાગી મુને રૂદીયા મોઝાર (૨) મુખડાં નીરખ્યા—૩
ગુરૂ મારા રૂદીઆ છેદાયાં ભીતર ઘા પડયો હેજી.
હવે શો કરવો ઉપાય ( ૨ ) મુખડાં નીરખ્યા—૪
ગુરૂ મારા કાચીરે ઇંટોનો કાયા ગડ છે હેજી.
પકવીને કરો રે તૈયાર ( ૨ ) મુખડાં નીરખ્યા—૫

ગુરૂ મારા અનગડ **હરીઆની** વીનતી હેજી.
**ચુનીલાલ** ઉતારો ભવપાર ( ૨ ) મુખડાં નીરખ્યા—૬

(૫૦)

**સાખીઓ.**

ચુની ઝળકે ચોકમાં, ચૌદસ ભર્યો ઉજીઆળ
સુરતા સુંદરીને સોહાવતાં, ઝળકયા **ચુનીલાલ.** ૧
ગુરૂ મુખે મોતીઝરે, આઠે પહોર દીવસ રાત
**હરીભાઇ** ત્યાં મોતી વીણે, રહે છે **ચુનીલાલ**ની પાસ. ૨
અનગડ **હરીઆની** વીનંતી તમે સુણજો **ચુનીલાલ**
નારી જાતી રંક છું, બતાવજો કંઇ શાન. ૩
કન્યા બેઠી માંયરે, પકડી પીયુજીનો હાથ
અંતર પટ આડો ધર્યો, ના ઓળખ્યા સ્વામીનાથ. ૪
સતગુરૂ સમરથ જાંણીએ, સાગર ભરીયો નીર
પુરણ ભાવે સેવજો, રાખો રૂદીએ ધીર. ૫
રાખો રૂદીએ ધીર, હરીજન પાકો કરવો ખ્યાલ
ખાનું ગ્રહી ખાઝશો, ત્યારે જડશે **ચુનીલાલ.** ૬
**હરીઓ** અરજી કરે, તમે સુણજો **ચુનીલાલ**
મહાજળ બુડતો જાંણીને, ચઢજો મારી વાહાર. ૭
**હરીઓ** ઉરમી સહી રહયો, રાખીને વિશ્વાસ
મહાજળ બુડતાં તારશો, એવા સમૃથ **ચુનીલાલ.** ૮

# સંવત ૧૯૮૫—ઉમલા.

## (૧)

### ભજન

સુણે રામરાધે—એ રાગ.

ગુરૂ દેવ આજે કોટેશ્વર બીરાજે ( ૨ )
હરખે વીનતી કરીએ, કલ્યાણ કાજે—ગુરૂ દેવ આજે—ટેક

**સાખી**

પ્રેમ બતાવ્યો તમે ઘણો, કથતાં ના આવે પાર
હવે બન્યા અમે બાવરા, અમને કોનો આધાર
ચાલ-સંકટ હરો શ્રી ગુરૂ માહારાજે, પ્રેમે પધારોને રાખોને લાજે
ગુરૂ દેવ આજે—૧

**સાખી**

આંખ્યો આડા ડુંગરા, કર્યા તમે જરૂર
પરવસ થઇ પર દેસમાં, તમે પધાર્યા દુર
ચાલ-પુર્વ સંસ્કારે મલ્યા, ગુરૂ મહારાજે
અધવચ લાવી અમને કીધાં નીરાસે—ગુરૂદેવ આજે-૨

**સાખી**

જો તમારે જાવું હતું, સાને કીધી પ્રીત
કયારે મળશો શ્યામજી, તમને ઘટે ના આવી રીત
ચાલ—તમ મન ધન ગુરૂ ચરણે સમરપ્યાં,
દરસન આપી ટાળો, દીલડાંની દાઝે—ગુરૂદેવ આજે—૩

### સાખી

આપ પધાર્યાં પરદેશમાં, અમને મેલ્યા નીરાશ
દેહ સહીત દરસન આપજો, જાંણી પોતાના દાસ
ચાલ—કહે હરીજનો ગુરૂ ચુનીલાલ ચરણે
માફ કરજો ગુના ગરીબ નીવાજે—ગુરૂદેવ આજે—૪

### સાખી

હીરાભાઈ ને મોતીભાઇ, બેઉની પુરવા આશ
આપ કૃપામૃત સીંચીને હૃદયે કરજો નીવાસ
ચાલ—ઉમલાના હરીજનો કેરી, અરજ સ્વીકારી કરો સહાય
મહારાજ. ગુરૂ દેવ આજે કોટેશ્વર બીરાજે—૫

---

(૨)

### ધોળ.

અરજ મારી સાંભળો અલબેલા—એ રાગ.

ગુરૂજી અમ અરજી ઉરમાં ધારો, દીન બાળક જાંણી ઉગારો
ગુરૂજી અમ અરજી—ટેક
દેહ સહીત હમારો છે દાવો, લેવા મનુષ્ય જન્મનો લહાવો
મહેર કરીને મંદીરે આવો—ગુરૂજી અમ અરજી— ૧
વાલા આવું ઘટે નહી તમને, આપ વીસારસો નહી અમને
રાખો સરણે સહુ આદમને—ગુરૂજી અમ અરજી— ૨
તમે અધમ ઓધારણ કહાવો, હવે સેવકને ના સતાવો
અમને તરછોડીને ના જાસો—ગુરૂજી અમ અરજી— ૩

અલબેલા ના દેશો વીસારી, લેજો આ અરજી ઉર ધારી
પાવન કરજો પ્રેમે પધારી—ગુરૂજી અમ અરજી— ૪

સદા કરો મુજ ઘટમાંહે વાસ, અમે છીએ તમારે વીશ્વાસે
હવે ના કરશોજી નીરાશ--ગુરૂજી અમ અરજી— ૫

નવ પડે ઘરમાંહે ચેન; ઝુરી ઝુરી ગુજારીએ રેન
વરસે જળની ધારા નેન, ગુરૂજી અમ અરજી-- ૬

રોઇ રોઈને દીવસ ખોઈએ, વાલા વાટ તમારી જોઇએ
કરો કરૂણા ફરી ના રોઈએ—ગુરૂજી અમ અરજી-- ૭

ઉમલાના હરીજનો માગે, લળી લળીને પાયે લાગે
ગુરૂ **ચુનીલાલ**ની આગે—ગુરૂજી અમ અરજી-- ૮

વાલા હું છું બાળ તમારો, ચાય મારો કે હવે ઉગારો
સુણો હીરા ગેમલના પોકારો—ગુરૂજી અમ અરજી ઉરમાં ધારો.૯

(૩)

**ગરબી.**–( સંવત ૧૯૮૬ ના પોસ વદી ૧૧ શનીવાર. )

રૂડી એકાદસી દીન આજરે, હરીજન આવોને
તમો સેવો શ્રી ગુરૂ મહારાજરે, હરીજન આવોને. ટેક.

**સાખી**

ભક્તો આવ્યા પ્રેમથીરે, લાગ્યા ગુરૂજીને પાય.
તનમંન ધનથી પધરાવીઆરે, હરીજનનો હરખ હૈયે નવ માયરે.
હરીજન આવોને. ૧

**સાખી**

ઘણા દીવસના વીયોગથીરે, અંતરમાં ચીંતા થાય
દયા કરી ગુરૂ આવીયારે, મારે અંગે આનંદ નવ માયરે.
હરીજન આવોને. ૨

**સાખી**

હાર તોરા પહેરાવીયા, ચંદન કીધું ભાળ
સતગુરૂ આવ્યા મંદીરે, હાંરે મારો વાલો છે દીન દયાળરે.
હરીજન આવોને. ૩

**સાખી**

ગાદીએ ગુરૂજી બીરાજીઆ, આનંદ અતી ઉભરાય
જય જય ધ્વની હરીજન કરે, હાંરે કોડે તે કીરતન ગાયરે.
હરીજન આવોને. ૪

**સાખી**

**ચુનીલાલ** સદગુરૂ મળ્યા, પ્રેમે પુજુ પાય
લક્ષ ચોરાસી સંસે હર્યો, દાસ **પરસોતમ** ગુણ ગાયરે.
હરીજન આવોને. ૫

---

(૪)

રાગ—ધોળ.

રે ચાલો ચાલો ગુરૂજીના ગામમાં
રે હાલો હાલો ગુરૂજીના ધામમાં

સાખી-સરવે હરીજન ભેઆ મળીઆ, આનંદ ઓચ્છવ થાયે
અંતરમાં ઉમંગ ધરીને, કોડે કીરતન ગાયે,
ચાલ—રે ગાવો ગાવો ગુરૂના ગુણુ નામમાં-રે ચાલો ચાલો-૧

સાખી-ગુરૂ હમારા ઉત્તમ કુળના, બ્રાહ્મણ મેવાડા કાવે
ડંકપુરીમાં ધામ ગુરૂનું, પાપી પાવન થાવે.
ચાલ—રે પાયો પાયો પીઆલો ગુરૂએ જ્ઞાનમાં-રે ચાલો ચાલો-૨

સાખી-તમ સેવકની રંક મતી આ, અરજી ઉરમાં ધારો
તન મન ધન ગુરૂના ચરણે ગાવે દાસ તમારો.
ચાલ--રે મળીઆ મળીઆ **ચુનીલાલ** સાનમાં-રે ચાલો-૩

સાખી-મન ઠરે ગુરૂ ચરણુ કમળમાં, બીજે ભટકણ ભાર
દયા કરી મારા ગુરૂ મહારાજે, સત સમજાવ્યો સાર
ચાલ—રે કહ્યું કહ્યું ગુરૂએ મુને કાનમાં-રે ચાલો ચાલો-૪

સાખી-જન્મ મરણની શંકા મટી, ઓળખાવ્યું નીજ નામ
મોતી જવરને માહાસુખ આપ્યું, ઠરીને બેઠો ઠામ
• ચાલ-રે દીધુ દીધુ અભયપદ દાનમાં-રે ચાલો ચાલો- ૫

---

## ગરબી.

(૫)

મારે ઘેર પધાર્યા ગુરૂ રાયરે, સુખ શું કહેવાનું.
મારે હૈયે હરખ ના માયરે, સુખ શું કહેવાનું.-ટેક

સાખી

પધાર્યા પ્રેમે કરી હું જોતીતી વાલમ વાટ
ભર નીંદ્રામાંથી જગાડીઆરે, મારો ટળી ગયો સર્વે ઉચાટરે,
સુખ શું-૧

સાખી

કોટેશ્વરથી આવીઆને, ઉમલે કીધો મુકામ,
હરીજન સર્વે ભેગા મળીઆરે વાલે પાવન કીધું મારૂ ધામરે-સુખ ૨

સાખી

અજ્ઞાન આવરણ દુર થયુંરે, મટી ગઇ માયાની જાળ.
ભૂલ સરવે ભાગી ગઇરે, મને ગુરૂજી મલ્યા ચુનીલાલરે-સુખ શું ૩

સાખી

સુર્ય પ્રકાશે આકાશમાં, ભોમીપર શ્રી ગુરૂદેવ
કીંકર પર કરૂણા કરી, મારો ટાળ્યો તે સહુ અહમેવરે-સુખ ૪

સાખી

દયા કરી દીનાનાથજી, સંવત ઓગણીસેં છાસીની સાલ
પોસ વદી તેરસ સોમવાર છે, ગાદી સ્થાપી છે દીન દયાળરે સુ૦-૫

સાખી

સેવા સોંપી આ દાસને, અતી કર્યો ઉપકાર
મોતી **ઝવેર** શું વર્ણવે, મારા સદ ગુરૂ સરજન હારરે
સુખ શું કહેવાનું—૬

---

## સંવત ૧૯૮૫
# પટેલ, લલ્લુભાઈ હીરાભાઇનાં ભજનો
## ગામ ઉમરવા. તાલુકે ભાલોદ.

### ભજન.
(૧)

વારૂં મારા વીરારે—એ રાગ.

આજે હું તો સમરૂંરે, સતગુરૂ દેવને રેજી—
પ્રભૂ મારી અરજી ઉરમાં ધાર— આજે હું તો-૧
સમરતાં પ્રભૂરે, આપે તમે આવજો રેજી—
સતગુરૂજી એક તમારો આધાર— આજે હું તો-૨
ભવસાગર માંહીરે, ગુરૂવા મારાં, લીલમ પડયાં રેજી—
મારો બુડતો બેડલો તાર— આજે હું તો-૩
સત સંગ લાગ્યોરે ગુરૂજીના નામનો રેજી—
હું તો લળી લળી લાગુ પાય— આજે હું તો-૪
ઉમરવાના વાસીરે, દાસ **લલુ** વીનવે રેજી—
બેઠો હું તો, **ચુનીલાલ** તમારે આધાર,
આજે હું તો સમરૂંરે, સતગુરૂ દેવને રેજી— ૫

---

### ભજન.
(૨)

રાગ—વારૂં મારા વીરારે,

સતગુરૂ સાહેબરે, દરસન આપજોરેજી
દરસન કરે પાપી તે પાવન થાય- સતગુરૂ સાહેબરે-૧

મન મારૂં ભમેરે, ગુરૂના વીયોગથી રેજી
જેમ મરઘો કસ્તુરી કાજે, અથડાય— સતગુરૂ—૨
નીંદ્રામાં નવ ઠરેરે, જબકીને, જાગીયોરેજી.
રંગ લાગ્યો રાતો લાલ—ગુલાબ— સતગુરૂ—૩
સેવા સમરણુ માગુરે, હરી ગુરૂ સંતની રેજી.
સેવા થકી, જન્મ મરણુ મટી જાય. સતગુરૂ—૪
ગુરૂના પરતાપેરે, દાસ લલુ વીનવેરેજી.
**ચુનીલાલ**ના દરસનથી, દુઃખ જાય, સતગુરૂ સાહેબરે—૫

---

## ભજન.

(૩)

સુખડાંની માયા લાગીરે—એ રાગ

મન મારૂં મોહી રહ્યુંરે—ગુરૂજી મારા.
મન મારૂં મોહી રહ્યું—ગુરૂજીનું સુખ જોયું
દરસનથી દુઃખ ખોયું રે— ગુરૂજી મારા—૧—મનમારૂં
સંસારીનું સુખ જોયું, કાદવે કપડું ધોયું
મન માંહી નીશ્ચે થયુંરે— ગુરૂજી મારા—૨—મનમારૂં
સગપણુ ગુરૂનું કર્યું, અંતે સુખ તેણે લહ્યું
બાકી દુઃખ બીજાને રહ્યુંરે— ગુરૂજી મારા—૩—મનમારૂં
**લલુદાસ** થઇ જોયું, **ચુનીલાલ**થી મનં મોહ્યું;
જન્મ મરણુ દુઃખ ખોયુંરે— ગુરૂજી મારા—૪
મન મારૂં મોહી રહ્યુંરે

---

## ભજન.

(૪)

રાગ—ભોજા ભગતના ચાબખાનો.

સત સંગી સંગ કરો મારા ભાઇ, જીંદગી એળે શીદને ખોઇ
સંગ કર્યાથી સાર સઉ નીપજે, ધાતુની ધેનુ દુજે નહી—સત—૧
નાહી ધોઇ નર સેવાઓ કરે, મનમાં મોટાઈ વધી ગઇ
જુગતી જાંણી નહી—મુક્તી માંની, સંતને સેવ્યા નહી—સત—૨
સંતને સેવ્યાથી બહુ સુખ ઉપજે, માંખણથી ઘી હોઇ.
સત મનથી સતગુરૂજી સેવીએ, પારસથી કંચન હોઇ—સત—૩
ઓહંગ આવે સોહંગ જાવે, સુન સીખર ઘર થઇ
એ રસ્તે સુરતાને ચઢાવો તો, ઘટમાં દરસન હોઈ—સત—૪
સતગુરૂ સાહેબ **ચુનીલાલ** મળીઆ, જન્મ મરણ ના હોઈ.
ઉમરવાથી **લલુ** કહે છે, સતગુરૂ સમ નહી કોઈ—સતસંગી
સંગ કરો મારા ભાઇ, જીંદગી એળે શીદને ખોઇ—૫

---

## ભજન.

(૫)

રાગ—ભોજા ભગતના ચાબખા.

જુવોને તમે ઘટમાં વીચારી મારા ભાઇ, ગુરૂ વીના સગપણ સાચુ નહી.
અનેક ભવમાં ભમી ભમીં થાક્યા, હાથમાં ના આવ્યું કંઈ-જુવો-૧
માહા 'માંઘો મનુષ્યા દેહ આવ્યો, ત્યારે માયા મોટી થઇ;
કાળ કરોધને મનમાં રાખી, બુદ્ધી ઓછી થઇ— જુવોને—૨

મારૂ મારૂ કરી જન્મ ગુમાવ્યો, દીલમાં દયા નહી,
જે દેખે તેને જરૂર લુંટે, પાછુ ફરી જોયુ નહી.--જુવોને તમે--૩
જેમ તેમ કરીને જુવાની ગઈ ત્યારે, ઘડપણ અવસ્થા થઇ
જમરાજાએ ઝપાટ કીધી ત્યારે, આંખ્યો ઉગડી ગઈ-જુવો-૪
દાસ **લલુ** કહે દાસ થયા વીના, પ્રભુ પરખાસે નહી.
સતગુરૂ સાહેબ **ચુનીલાલ** સામે, અખંડ સુરતા રહી
જુવોને તમે ઘટમાં વીચારી મારા ભાઇ
ગુરૂ વીના સગપણ સાચુ નહી. —૫

---

**ભજન.**

**(૬)**

સંત સમાગમ કરવો મનવા—એ રાગ.

સતગુરૂ સરણાંમે રહેવું, ઓ સંતો સતગુરૂ સરણાંમે રહેવું.
મનશાવાચા કર્માણાએ કરી, ગુરૂ વચન ઉર લેવું-ઓ સંતો-૧
અનેક વાર અવતાર ધર્યો તે, દુઃખ છે દરીઆ જેવું
સદગુરૂ સંતની સેવા કરી લે તો, દુઃખ પડે નહી સહેવું-ઓ સં. ૨
માંઘો મનુષાદેહ હરીએ આપ્યો, સંત વચનને સહેવું.
નીજ ઘરમાંહી હરી ઓળખી લે, પછી થાશે જોયા જેવું-ઓ--૩
માત તાતને કુટુંબકબીલો, તેહથી નહી લેવું દેવું
એ સરવે કાયાનું સગપણ, કર્યું કરમ તારે સેહવું-ઓસંતો-૪
મહેલ મેડીને ધનમાલ ખજાના, ઝાંઝવાંના જળ જેવું,
અંત સમે કોડી કામ ના આવે, તો જવાનું આવ્યો તેવું
ઓ સંતો સતગુરૂ—૫

સાચુ સગપણ સતગુરૂ દેવનું, ચીત્તમાં ચેતી લેવું
દાસ **લલુ** ગુરૂ **ચુનીલાલ** શરણે, શીષ સમરપી દેવું.
ઓ સંતો સદગુરૂ શરણાંમે રહેવું. ૬

---

## ભજન
(૭)
સૈયાં દેજોરે દેદાર—એ રાગ

સતગુરૂ એક આધાર ગુરૂ મારા તારો છે આધાર
ભક્તોની લાજો તમે રાખજો હેજી—ટેક
ગુરૂ મારો મોંઘોરે, મનુષદેહ આપીયો હેજી
કીધો મને અતી ઉપકાર (૨) ભક્તોની લાજો—૧
ગુરૂ મારા સાચુરે સગપણ સોધીયું હેજી.
વાલા તમે છો દાતાર (૨) ભક્તોની લાજો તમે રાખજો હેજી—૨
ગુરૂ મારા વીયોગે તલસે મારો જીવડો હેજી.
દેજો મને ચરણમાં વાસ (૨) ભક્તોની લાજો—૩
ગુરૂ મારા **ચુનીલાલ** પાસે કરૂં વીનતી હેજી
કરજોડી કહે **લલુદાસ** (૨) ભક્તોની લાજો તમે રાખજો હેજી-૪

---

## ભજન
(૮)
સૈયાં દેજોરે દેદાર—એ રાગ.

ગુરૂ મારા રાખો રૂદીએ વાસ–ગુરૂ મારા આપો રૂદીઆ સાથ
ભૂખ્યો રે ભમું છું, સત ભાવથી હેજી—ટેક

ગુરૂ મારા ભુખ્યારે, લલુની બેલ તાહરી હેજી
ટાળો મારા અંતરનો ત્રાસ (૨) ભુખ્યોરે ભમું છું— ૧
ગુરૂ મારા દીલની દુગધાયો, દુર કરો હેજી—
જાણો તમે જગ કીરતાર (૨) ભૂખ્યો રે— ૨
ગુરૂ મારા જનમો જનમ દાસ તાહરો હેજી
એક તારો આધાર (૨) ભૂખ્યોરે ભમું છું— ૩
ગુરૂ મારા દાસ લલુની છે વીનતી હેજી.
**ચુનીલાલ** ઉતારો ભવપાર (૨)
ભૂખ્યોરે ભમું છું સતભાવથી હેજી-૪

---

ભજન

(૯)

રાગ—હેલારી.

અને મારા વીરાજી હો લાલ, આણેને અવસરીએ, પ્રભૂ વેલા આવજો રેજી—
સરવે ભગતોની અરજી ઉર ધારો હો લાલ—
સમર્થાને સમરીએ પ્રભૂ વેલા આવજો હોજી (૨)
નામ ધર્યું ઓળખાવા ચુનીલાલ હો લાલ—આંણેને અવસરી-૧
અને મારા ગુરૂજી હોલાલ પુનેમના પ્રેમે રે પ્રભૂ પાવન કરો હોજી(૨)
તમે બીરાજ્યા કોટેશ્વર ગામ હો લાલ
કીયારે અવગુણે અમને વીસારીયા હોજી (૨)
સરવે અવગુણની માફી માગુ હો લાલ—આંણેને અવસર—૨

અને મારા ગુરૂજી હો લાલ અંતરના ભાવે રે, દુઃખડાં હઠાવજો
રેજી (૨)
તમે અજ્ઞાને જ્ઞાનના દાતાર હો લાલ.
સરવેને સનમુખ રહી દરસન આપજો હોજી (૨)
હાંરે તમે પધારો ઉમલે આવાર હો લાલ–આંણેને અવસર–૩
અને મારા ગુરૂજી હો લાલ, સરવેને ભગતોની આસા પુરી
કરો હોજી (૨)
તમે અધમ ઓધારણ કાવો હો લાલ—
સેવકરે જાણીને શરણે રાખજો હોજી (૨)
તમે વેગે તે વેલા ઘેર આવો હો લાલ–આંણેને અવસર—૪
અને મારા ગુરૂજી હો લાલ–સરવેના સતગુરૂ–સાહેબ માનજો
હોજી (૨)
હાંરે તમે છેક નમેરા ના થાઓ હો લાલ—
**ચુનીલાલ** ગુરૂજીને, **લલ્લુ** વીનવે રેજી (૨)
તમે ભગ્તોની વારે ધાવો હો લાલ—
આંણેને અવસરીએ, પ્રભૂ વેલા આવજો રેજી–૫

---

(૧૦)
રાગ–એત પરજીઆનો.

ભાઇ, ભાઈરે પ્રેમ થકી, સતગુરૂ સેવજો
તેના દેહના પ્રાશ્ચીત જાસે રે–ભાઈ, ભાઈરે પ્રેમ થકી–ટેક.
જેનેં કાળ ક્રોધ માહા અભીમાની
તેને જમદુત લઈ જાસે તાણીરે ભાઈ, ભાઈરે પ્રેમ થકી—૧

જે સતગુરૂથી ઉલટો ચાલે
તેનો હસ્ત નહી સદગુરૂ ઝાલેરે ભાઈ—ભાઇરે પ્રેમ—૨
જેના મનમાં નહી માન બડાઈ
તેને સદગુરૂ શાન બતાઈરે ભાઇ, ભાઈરે પ્રેમ—૩
જેને સદગુરૂનું જ્ઞાન બહુ ભાવે—
તેને જેમ તેમ ફરવું નહી ફાવેરે ભાઇ—ભાઇરે પ્રેમ—૪
દાસ **રણછોડ** કરજોડી બોલ્યા—
ગુરૂ **ચુનીલાલે** પડદા ખોલ્યારે ભાઇ—ભાઇરે પ્રેમ—૫

---

(૬૧)

રાગ—બેત પરજીઓ.

ભાઈ, ભાઈરે ભાવથી ભજનમાં ભેળા રહો.
કરી સતસંગ શબ્દ ગ્રહોરે ભાઇ—ભાઈરે ભાવથી ભજનમાં—ટેક
માહા માંઘો મનુષ્ય દેહ આવ્યો
ખાઇ પીને જનમ ગુમાવ્યોરે ભાઇ—ભાઈરે ભાવથી ભજન-૧
મારૂ મારૂં કરી નફ્ફટ રહ્યા
જરા અંતરમાં નહી દયારે ભાઈ—ભાઇરે ભાવથી ભજન—૨
સત શબ્દનો સંગ સારો
ભવ ઉતરવાનો આરોરે ભાઇ—ભાઈરે ભાવથી ભજન—૩
ગામ ઉમરવે **રણછોડ** ગયો ચેતી
કરી **ચુનીલાલ** નામની ખેતીરે ભાઈ—
ભાઈરે ભાવથી ભજનમાં ભેળા રહો—૪

---

(૧૨)

રાગ—બેત પરજીઓ.

ભાઇ, ભાઈરે જન્મધરી શું કમાયો.
ગુરૂ ચરણે ચીત્ત નવ લાવ્યોરે, ભાઈરે જન્મ ધરી—ટેક
ધર્યો કોટીક વાર અવતારો
સતગુરૂ વીના નહી આરોરે ભાઇ—ભાઈરે જન્મ ધરી—૧
કાયા માયાનું જુઠું કારભારૂ
સતગુરૂ તરવાનું બારૂરે ભાઈ— ભાઈરે જન્મ ધરી—૨
શું રહ્યો છે માયામાં ઝુકી
જમદુત નવ જાશે ચુકીરે ભાઈ—ભાઇરે જન્મ ધરી—૩
તારાં માત પીતાને ભ્રાત—
કોઇ નહી આવે તારી સાથરે ભાઇ—ભાઇરે જન્મ ધરી—૪
ઉમરવે **રણછોડને ચુનીલાલ** મળીઆ.
જનમ મરણ ફેરા ટળીયારે ભાઈ—ભાઇરે જન્મ ધરી—૫

---

ભજન

(૧૩)

વારૂં મારા વીરારે સંગ ના કરીએ નીચનો—એ રાગ.

સંતો શાણા સમજીરે, સેવા કરીએ ગુરૂ તણીરેજી.
સતગુરૂને સેવે જન્મ મરણ મટી જાય-સંતો શાણા સમજીરે-ટેક
સતગુરૂ સાહેબરે, સનમુખ આવી રહ્યારેજી.
અજ્ઞાનમાં ઓળખ્યા નહી આપ—સંતો શાણા સમજીરે—૧

અજ્ઞાનમાં અથડાઈરે, ભરમમાં ભરમાઈ રહ્યોરેજી
ગયા પછી ગસીઆ પુરણ હાથ—સંતો શાણા—૨
સંતો સત સમજીરે, સતગુરૂ સેવજોરેજી
અખંડ સુરતા, સતગુરૂની પાસ--- સંતો શાણા—૩
ગુરૂના પ્રતાપેરે, દાસ **રણછોડ** બોલીઆ રેજી.
સત સંગથી ઓળખ્યા **ચુનીલાલ**—સંતો શાણા—૪

---

## ભજન.

### (૧૪)

વારૂ મારા વીરારે—એ રાગ.

સદગુરૂ બીરાજ્યારે, કોટેશ્વર ગામમાંરેજી
ત્યાં તો દરશનથી દુઃખ જાય-સતગુરૂ બીરાજ્યારે-ટેક
સતગુરૂ સાચારે, સતજ્ઞાની પ્રગટ વસ્યારેજી.
નામ કહેતાં મહારાજ ચુનીલાલ-સતગુરૂ બીરાજ્યા—૧
સર્જન જનને કાજેરે સતગુરૂ પ્રગટ વસ્યારેજી.
જેમ જળ મીનને કાજ-સતગુરૂ બીરાજ્યારે— ૨
અજ્ઞાની નવ રહોરે, જ્ઞાનથી ગોવીંદ મલેરેજી
ગુરૂ સેવે સાર સઘળો દરસાય-સતગુરૂ બીરાજ્યારે—૩
ગુરૂને પ્રતાપેરે દાસ **રણછોડ** વીનવેરેજી.
ગુરૂજી અમને ઉતારો ભવપાર—
સતગુરૂ બીરાજ્યારે, કોટેશ્વર ગામમાંરેજી—૪

---

## ભજન.

(૧૫)

વારૂ મારા વીરારે—એ રાગ.

સત સંગ કરીનેરે, સતગુરૂ સેવજોરેજી.
સંસય શોક નીવારણુ થાય-સત સંગ કરીનેરે—ટેક
વીશ્વની સંગેરે સાર કાંઇ નહી મળેરેજી
ગુરૂસેવે પરમેશ્વર દરસાય-સતસંગ કરીનેરે— ૧
પ્રતીવૃતા નારીરે, કંથને સેવતાંરેજી
તેમ સેવો સ્નેહે સદગુરૂ રાય-સતસંગ કરીનેરે— ૨
સંતને આંચ નથી રે જ્ઞાની સદા દેવ છે રેજી.
અજ્ઞાન ધુવડને છે રાત-સતસંગ કરીનેરે— ૩
ગુરૂને પરતાપેરે દાસ **રણછોડ** વીનવેરેજી.
સતગુરૂ સેવોને સાક્ષાત-સતસંગ કરીનેરે સતગુરૂ સેવજોરેજી-૪

---

## ભજન.

(૧૬)

રાગ—લગનીને લાગીરે, સતગુરૂ દેવનીરેજી.

લગનીને લાગીરે, ચુનીલાલ-નામનીરેજી—
ગુરૂજી મારે એક તંમારો આધાર........લગની લાગીરે-ટેક
સરવે સંગાતેરે ગુણ ગાવું ગુરૂ તણારેજી.
ગુરૂજી મારા અંતરની કરો પુરી આશ—લગની લાગીરે—૧

અજ્ઞાને અથડાયોરે, દેવળમાં દેવ સોધતોરેજી
ગુરૂજી અમે ભૂલ્યાની લેજો સંભાળ—લગ્ની લાગીરે—૨
અખંડ સુખ વીનવુંરે, ગુરૂ તમ ચરણુમાંરેજી.
આપો અમને જ્ઞાન ભાન અભય—લગ્ની લાગીરે— ૩
ઉમરવાના **રણુછોડ**રે, ગુરૂજીને વીનવેરેજી
ગુરૂજી અમને ઉતારો ભવ પાર—લગ્ની લાગીરે— ૪

---

## સંવત ૧૯૮૬
## મહારાજ છીતુપુરી મોહનપુરી.
## ગામ ચકલાદ, તાલુકે આમોદ.

---

(૧)

ધોળ—હરીનો મારગ છે સુરાનો—રાગ.

આજ હમે તો આનંદ પામ્યા, ગુરૂ ચરણુમાં જાવા જોને
સંભાળ લેજો મારી મહારાજા, દાસ તમારો પોકારે જોને—આજ
અંતરમાં તો અગ્ની ઉઠે, અમને દરસન આપો જોને
આ આતમ તો સેવા માટે, પ્રભૂના ગુણ ગાવા જોને—આજ
પ્રભૂ મારી સંભાળ લેજો, અરજ મારી સ્વીકારો જોને
અમે તો પ્રભૂ તમને જોયા, બીજું ના કાંઇ સુજે જોને—આજ
ગુરૂ પ્રતાપે બોલ્યા **છીતુ**ભાઈ, તમારી લેહ મને લાગી જોને
ગુરૂ ચુનીલાલે પ્રભૂ ઓળખાવ્યા, અમારી બ્રહ્મણા ભાગી જોને
આજે અમે તો આનંદ પામ્યા, ગુરૂ ચરણુમાં જાવા જોને

(૨)

નામ કેળવી સ્થીર કીધી-રાગ.

મારગ બતાવી દીધો, ગુરૂએ અમને મારગ બતાવી દીધો
એરે મારગ કઠણ ભારે છે, ચુનીલાલનો સંગ કીધો
સાચારે ગુરૂ મુજને મળીઆ, માયાનો ભો મેં તો મુકયો-ગુરૂ. ૧
આરે કાયા તારી ફુલ કેરી વાડી, મરઘો ચરી જાય વનકો
કામ ક્રોધને વસ કરો ત્યારે, કાળનો ના લાગે ધકકો-ગુરૂ ૨
નવરે માસ જાળવી રાખ્યો, બહારજ અવતાર દીધો
બહાર આવ્યો ત્યારે ભૂલી ગયો, માયાનો સંગ કીધો-ગુરૂ ૩
બાળા પણ ખેલન ગુમાવ્યો, જોબન કામની સંગ કીધો
બુઢો થયો ત્યારે રોગ વાધ્યો, રાંમ નામ, મુખે ન લીધો-ગુરૂ ૪
ગુરૂ પરતાપે **છીતુભાઈ** બોલ્યા, સાચો મારગ મેં તો લીધો
ચુનીલાલ સરખા ભેદુ મલ્યા ત્યારે
આતમ શાંન્તજ કીધો—ગુરૂએ અમને મારગ— ૫

---

(૩)

રાગ ધીરાનો.

આતમ થયા રાજીરે, ગુરૂ મલ્યા અવીનાશી
કામ મારૂં સીધ્યુંરે, મટી ગઇ જમ ફાંસી— ટેક
સાખી-પ્રભૂને તમે ઓળખી લોને, નથી ઘડીનો વીસરાંમ
આ કાયા તારી પાણીનો પરપોટો, ફાટતાં ના લાગે વાર
ચાલ-શાંન મનેકીધી રે સમજીયો ત્યારે પામ્યો પાર-આતમ ૧

સાખી–માયામાં મુજઈને પ્રાણી, ભૂલી ગયો ભગવાંન
પણ તારે અહીયાં નથી રેહેવાનું, જાવું જમને ધામ
ચાલ–હાથી ઘોડા તારારે પડી રહેશે અહીયાં ઠામ—આતમ ૨
સાખી–પાંચ તત્વની કાયા બનાવી, છઠા આતમ રાંમ
એ પાંચને જ્યારે ઓળખો તો, સીદ્ધ થાશે તમારૂં કામ
ચાલ–પરવરતી ભાગીરે, નીરવૃતીનો થાયે વીસરાંમ–આતમ ૩
સાખી–પ્રભુને મેલી ભૂતોમાં ભમે, આતમ ચીન્યા વીના ફોક
ગુરૂપ્રતાપે છીતુભાઇ બોલ્યા, ચુનીલાલનો લાગ્યો છે મોહ
ચાલ–બીજું નવ સુજેરે, તરવાનું મલ્યું સાચુ બાંનું–આતમ ૪

---

(૪)

વ'રૂ મારા વીરારે.

સમજ મન મારારે, ગુરૂ વીના ગમ ના પડે રેજી;
સમજો ત્યારે પલમાં પહોંચ્યો પાર. સમજ મન—૧
મારૂંને આ તારૂં રે, સર્વે એતો જુઠ છે રે જી
પ્રભુ સાથે લગાવો એકજ તાર. સમજ મન મારારે—૨
માયા જાળ માંહીરે, મુઆઇ પ્રાણી મરી જશોરેજી
અંતર માંહી ઓળખી લ્યો આતમરાંમ. સમજ—૩
જઠરાની માંહેરે પ્રભૂને સંભાળતો રેજી
બહાર આવી ભૂલી ગયો ભગવાન. સમજ—૪
ભકતી કરો ભાવે રે, આતમને ઓળખોરે જી,
સમજસો ત્યારે, ખોલસે બ્રહ્મ કબાટ. સમજ—૫
ગુરૂને પ્રતાપેરે, છીતુભાઈ બોલીઆરેજી
ચુનીલાલે ઓળખાવ્યા આતમરાંમ. સમજ મન મારારે—૬

(૫)

નાથ મોયડી વીનાનો નર બળદીઓ-એ રાગ.

મનને કબજે કરોને ગુરૂના જ્ઞાનથી
તારા ડાપણુમાં લાગી છે લાય. મનને કબજે—૧
તારૂં આયુષ બધુ ખુંટી જાય છે
ઘડી પલકની ખબર ના હોય. મનને કબજે—૨
સંતો ચીત પરોવો પ્રભૂના ભજનમાં
તે તો પામે અમરાપુર વાસ. મનને કબજે—૩
તું તો આંખ્ય ઉઘાડી જોને જીવડા
નથી ઓળખ્યા આતમરામ. મનને કબજે—૪
તારા દીલડાની દાઝયો કોણ ભાગશે.
મને ચુનીલાલ મળીઆ આજ. મનને કબજે—૫
ગુરૂ પરતાપે **લલુભાઈ** બોલીઆ
**ચુનીલાલે** કીધો છે મને શાન્ત. મનને કબજે—૬

---

મનવો ફરેરે ઉદાસી-એ રાગ.

(૬)

તારા દીલમાં તું જોને તપાસી-સતગુરૂ, મલીઆ મને અવીન્યાસી
શું કરવાનું ને શું કર્યું તેં તો
અજ્ઞાની જોને વીચારી—સતગુરૂ, મલીઆ— ૧
સાચા ગુરૂ મને **ચુનીલાલ** મળીઆ
ભ્રમણાઓ મારી બધી ભાગી-સતગુરૂ, મલીઆ-- ૨

આ કાયા તારી પાણીનો પરપોટો
અંતે થાશેરે ખુવારી–સતગુરૂ, મલીઆ-- ૩
તારી કાયામાં પંચ વીષય છે
તેને તું છેટા કર વીચારી–સતગુરૂ, મલીઆ-- ૪
ગુરૂ પરતાપે કહે **લલુભાઈ**
**ચુનીલાલે** શાન બતાઈ–સતગુરૂ, મલીઆ-- ૫

---

વારૂ મારા વીરારે—એ રાગ.

(૯)

નીંદા તો ના કરીએ રે, સત રીતે ચાલીએ રેજી.
મારી બેલડી ઉતારો ભવપાર—નીંદા તો ના કરીએ—૧
તારૂંને મારૂંરે સર્વે એ તો, જુઠ છે રેજી
પ્રભૂ મારા દીલડાંની ભાગો દાઝ—નીંદા તો— ૨
માયા જાળ માંહેરે આંધળા તો થઈ ગયા રેજી
બુદ્ધી આપજો આપનો જાંણીને દાસ--નીંદા તો-- ૩
ભવસાગર ભારેરે તમ વીના ના તરેજી
માટે મારી સંભાળ લેજો મહારાજ--નીંદા તો— ૪
મારૂં તારૂં કરીરે, મુરખ પ્રાણી મરીજશે રેજી
અંતે સાચો બેલી છે સીતારામ—નીંદા તો— ૫
ગુરૂના પરતાપેરે **લલુભાઇ** બોલીઆ રેજી
**ચુનીલાલે** ઓળખાવ્યા આતમારામ—નીંદા તો— ૬

---

### સંવત ૧૯૮૬

## કરમાડવાળા પટેલ જીવણ મથુરનાં ભજનો.

(૧)

હરી ભજીએ તો આવે સુખની લહેરજો—એ રાગ.

ધોળ.

શરણે જઈએરે સાચા સતગુરૂ દેવને,
રાખી અંતરમાંહી ઉમંગજો. શરણે—૧
શરણે જવાથી કેટલુક સુખ તો થાય છે,
જેમના શરણે જન્મ મરણ દુઃખ જાયજો. શરણે—૨
પરમાર્થી જગમાંહે સતગુરૂ દેવ છે,
એમના શરણે સાહેબ તો ઓળખાય જો. શરણે—૩
પુજ્ય પુરૂષ જે આપણા આગળ થઇ ગયા,
તેવા નરતો સદગુરૂ મહીમા ગાય જો. શરણે—૪
માટે સરવે સત માની ગુરૂ શરણે જજો,
**ચુનીલાલ** શરણે, **જીવણ** કૃતારથ થાય જો. શરણે જઇએ-૫

---

(૨)

રાગ ધોળ.

હરી ભજીએ તો આવે સુખની-એ રાગ.

શરણે ગયો હુંતોરે, ચુનીલાલને,
કીધી છે છોટાભાઈએ મને મહેરજો;
એમની કૃપાથી હુંતો શરણે ગયો,
શરણે ગયો ને આવી છે સુખ લહેરજો. શરણે-૧

છોટાભાઇની કૃપાથી પામ્યો જ્ઞાનને,
સાચુ સમજાવી છોડાવ્યું અભીમાનજો;
અસત જુઠે મારગે વળગ્યો હતો,
તેને તો મુકાવી કરાવ્યું ભાનજો. શરણે—૨

મેહેર કરી છે ચુનીલાલે તો મુજને,
પાડી છે ઘર અગમની તો સુજજો;
અગમ ઘર સુજયું ને શાન્તી ઉપજી,
ગુરૂ મલ્યા વીના હું તો હતો અબુજજો. શરણે—૩

કરમાડમાં તો જન્મ થયો છે માહર્યો,
સ્ટેશન થઈને પાડયું કોટેશ્વર નામજો;
ત્યાંતો ગુરૂ આવ્યા છે **ચુનીલાલજી**,
દાસ **જીવણનું** સેજે સરીયું કામજો. શરણે—૪

---

## ભજન.

ગમે તહાં તુમ ફરો મનવા, પણ ધ્યાન સાહેબ શું લગાવેગા,
આ જન્મ જો તમે ભૂલશોતો, ફેર લખ ચોરાસી આવેગા
—ગમે તહાં-૧

શબ્દ રૂપી ધ્યાને બેસી, સુરતા સાહેબ શું લગાવેગા,
તમ ભાઈ બડા શાન્ત પડોતો, જરૂર દરસન પાવેગા-ગમે-૨

એ ધ્યાનમાં તુમ શાન્ત થાવો તો, જરૂર સતફળ આવેગા,
શાન્ત થયો કે તુજને ભાઈ, સાહેબ તો ઓળખાયેગા-ગમે-૩

**ચુનીલાલ** પ્રતાપે **જીવણ** કહે છે, નીજ મનના વેગ સમાવેગા,
કોઈ દીન એવો આવશે તો, પ્રભૂપદ ઓળખાવેગા–ગમે તહાં–૪

---

(૩)

રાગ ધોળ.

રાગ–રણછોડ રંગીલા.

અહરનીશ ભજુ ચુનીલાલનેરે, તેની મને લેહ લાગી.
વારી જાઉંરે વાલાના વહાલનેરે, તેની મને લેહ લાગી–ટેક

જેણે સીધો મારગ બતાવ્યોરે, તેની.
જેણે અવળો રસ્તો છોડાવ્યોરે, તેની મને—૧

મને જોયતું હતું તે આપ્યુંરે, તેની.
મારૂં ભવો ભવનું સંકટ કાપ્યું રે, તેની મને—૨

મારાં પુર્વ જન્મ સદ્‌ભાગ્ય રે, તેની.
જેના થકી મને થયો વૈરાગ્યરે, તેની મને—૩

એમનો ડાકોરમાં છે જન્મરે, તેની.
પુત્ર મગનલાલના પરમરે, તેની મને—૪

નામે **ચુનીલાલ** મહારાજરે, તેની.
કર્યાં કેટલાંક જણનાં કાજરે, તેની મને—૫

કોટેશ્વર બીરાજ્યા છે હાલરે, તેની મને લેહ લાગી.
કર્યો દાસ **જીવણ**ને ન્યાલરે, તેની મને લેહ લાગી—૬

**ભજન.**

જ્ઞાન થકી ગમ પડે જીવડા, જ્ઞાન થકી ગમ પડે, (૨) ટેક.
સતજ્ઞાનને ગ્રહણ કરે તે, સતને મારગ ચડે.
મહાન પુરૂષો આગે થયા જે, તે સૌ એહી જ્ઞાનવડે
જીવડા જ્ઞાન થકી—૧
સચીદાનંદ દંડી સ્વામી એ, મહાન પુરૂષ તો ખરે
એજ જ્ઞાન થકી ગમ પડી છે, હરી ગુરૂને તો અરે-જીવડા જ્ઞાન-૨
ભાવદા મહારાજ અને મનોર, એતો એહી જ્ઞાન કરે
એહી જ્ઞાન તો તુજ ગુરૂ, કરે છે ચુનીલાલ તો ખરે-જીવડા જ્ઞાન-૩
**ચુનીલાલ** ગુરૂ મેહેર કરેને, ભવે ભવનાં દુઃખ હરે
દાસ **જીવણ** જ્ઞાન લઇને, સત મારગ ઉર ધરે-જીવડા જ્ઞાન-૪

---

(૪)

**ભજન.**

વાગે છે રે વાગે છે, વંદ્રાવન મોરલી વાગે છે—એ રાગ.
આનંદ કરે રે આનંદ કરે, સંતો સદગુરૂ સાથે આનંદ કરે
તે અવર રસ્તે ચર્ણ કેમ ધરે, સંતો સદગુરૂ સાથે આનંદ કરે—ટેક
સર્વે વીષય જેના શાન્તીને પામ્યા, તેનામાં હરનીશ આનંદ ઠરે,
સંતો—૧
ગુરૂ વાક્ય પર જેની હરનીશ પ્રિતી, તેની પ્રભૂમાં સહેજે સુરતા વરે,
સંતો—૨
સદગુરૂ અમોને સાચા તે મલીઆ, હરનીશ જ્ઞાનના ગોટકા ધરે,
સંતો—૩

ડાકોર ગામના એ છે રેહેવાસી, જ્ઞાન દાન તણું એ કામ જ કરે,
સંતો—૪
દાસ **જીવણુ** કહે ગુરૂ પરતાપે, સદભાગ્ય હોય તે ગુરૂને વરે,
સંતો—૫

## ભજન.

મન તું શીદને કલ્પના કરે—એ રાગ.

જગત તો જુઠાને ગુરૂ કરે, કયાંથી કારજ એમનું સરે,
અજ્ઞાની પાસે જ્ઞાન લઇને, ઉંધે રસ્તે ચડે,
ખરા ધર્મને પડતો મુકી, જુઠામાં જઇ અડે, જગત તો—૧
પીરને તો કોઇ ગુરૂ કરે છે, કોઇતો વેરાગી અરે,
કોઈ મુરતી કબરસ્તાન પુજી, આખર ભટકાઈ મરે, જગત તો-૨
માટે હીંદુ મુસલમાન સરવે, સાચા સદગુરૂ કરે,
સાચા સદગુરૂ મલ્યા થકી તો, સ્થીર ઠેકાણે ઠરે, જગત તો-૩
સીદ્ધી સાધનથી પ્રભૂ મલે નહી, અનંત જન્મ આથડે,
મન સાધીને પ્રભૂ સાધે તો, પાછો કદી ના પડે, જગત તો--૪
પુર્વે પૂન્યે દાસ **જીવણુને**, ગુરૂ **ચુનીલાલ** મળે,
સંતગુરૂની કૃપાથી ભાઇ, ભવની ભ્રાંન્તી ટળે, જગત તો—૫

---

(૫)

## ભજન.

જો મરણ ભમે છે તારે માથે—એ રાગ.

ઓ જીવલડારે, ઓ જીવલડા, સાહેબનું નામ તેં નવ જાચ્યું.

તારૂં કાયા નગર કોટડું કાચુ, તારૂં વીષય માંહી મન રાચ્યું
તારૂં ભાગી નાંખશે જમ ડાચુ— ઓ જીવલડારે—૧
તું વળગ્યો છે તે માયા કાચી, તને વસ્તુ જડે નહી એમ સાચી
તું જુઠા ગુરૂને વળગ્યો રાચી— ઓ જીવલડારે—૨
કોઇ સાચા સતગુરૂ મલે આવી, તે માનતો નથી અભીમાન લાવી
તને માયા નાંખે છે ભરમાવી— ઓ જીવલડારે—૩
તેં ધાર્યા દેવ તે તો મુર્તી કાચી, તેમાં અહરનીશ રહ્યો રાચી
એ મુર્તી તારી નથી સાચી— ઓ જીવલડારે—૪
**ચુનીલાલ** વસ્તુ બતાવે છે સાચી, તેમાં હરનીશ રહેને તું રાચી
દાસ **જીવણ** કહે બીજી કાચી— ઓ જીવલડારે—૫

---

## ભજન.

(૬)

જુવો જુવો અજ્ઞાની વાતરે, સત જ્ઞાન કેમ આવે કેમ આવે-ટેક
નથી જ્ઞાન લેવાને તો આવતા, સાથે ગપોટા બેચાર લાવતા.
પછી તેનો તો અર્થ કરાવતારે—સત જ્ઞાન કેમ આવે—૧
આપે જ્ઞાની થવાને તો માગે, સામા માણુસનું ખોટું લાગે
એનો શંસય કેમ ભાગેરે—સત જ્ઞાન કેમ આવે—૨
સમજણ વીના ભાવાર્થ ચુકે, સત સમજાય નહી ને ભૂકે
એતો પ્રભૂના પંથને મુકેરે—સત જ્ઞાન કેમ આવે—૩
વાચક જ્ઞાને થવાતું નથી જ્ઞાની, કરૂં સતગુરૂ થઇ નીર માની
નથી જાણુતો લાભ કે હાનીરે—સત જ્ઞાન કેમ આવે —૪

મલ્યા **ચુનીલાલ** ગુરૂ જ્ઞાન ખાણી, સાચી વસ્તુ જીવણે જાંણી
ગુરૂ વીના પડશો, ચાર ખાંણીરે—સત જ્ઞાન કેમ આવે—૫

---

**ભજન.**

નાથ કેસે જગકો ખેલ રચાયા, અજ્ઞાની પુરણ પદ નહીં પાયા—
નાથ કેસે.

પંચ તત્વનું ઘડયું પુતળું, પ્રકાશ રૂપ તમે આયા,
કર્તા અકર્તા થઇને તમે પોતે, જગના ખેલ સર્વે બનાયા.
નાથ કેસે—૧

પરમાત્મા તમે પુરણ બ્રહ્મ છો, આપ રૂપને કોઈ જ્ઞાનીએ પાયા,
સંસાર રૂપી આ માયા સમુદ્રમાં, કોઇ આત્મ જ્ઞાનીએ નાવ ચલાયા.
નાથ કેસે—૨

એ નાવે સમજી જે જન બેઠા, તે પુરણ બ્રહ્મ રૂપ પાયા,
**ચુનીલાલ** પ્રતાપે **જીવણ** કહે છે, તે નર આ સંસારમાં કમાયા.
નાથ કેસે—૩

---

**ભજન.**

ગરૂડ ચઢી આવજો ગીરધારી—એ રાગ.

(૭)

શરણ આવ્યો બાળને લ્યો ઉગારી, ગુરૂ દેવાધી દેવ મોરારી—
શરણ—ટેક.

મને વસ્તુ બતાવો એવી સારી, જેથી આનંદ વાધે ઉરમાં ભારી.
કરો છો રંકપર મેહેર મોરારી— શરણ—૧

ઉમલ્લાના હરીજન કેરી, આશા પુર્ણ કરી છે ઘણેરી.
તમે ઘણાને દીધા છે ભવતારી— શરણુ—૨
માટે પાયે પડું બેઉ કર જોડી, કરો કરૂણામત મુજ થોડી.
ગુરૂજી દાસ **જીવણ** લ્યો ઉગારી— શરણુ—૩

---

### ગરબી-ઘોળ.

મને વાલો વીસાર્યા ના વીસરે—રાગ.

અવર બીજે શું ભમે, તારો દેવ છે તારી પાસ—અવર
એને ખોળ જરૂર તું ને એ મળે, રાખી ગુરૂ વાકયમાં વીસવાસ.
અવર—૧
મન પાહાણો પુજવાથીરે શું મળે, એથી ભ્રાન્તી ન થાય નાસ.
અવર—૨
જેની પાસે ન જતાં સુખ ના મળે, કયાંથી ફળે મોક્ષની એમ
આશ. અવર—૩
આતો અસત બધુ અજ્ઞાન છે, સાચુ સદગુરૂ આપે જ્ઞાન.
અવર—૪
ગુરૂ સાચા **ચુનીલાલ** જો મળે, કહે **જીવણ** ટળે અજ્ઞાન.
અવર—૫

---

(૮)

### ગરબી.

સાચા ગુરૂદેવ ચુનીલાલ રે, જ્ઞાન છે બહુભારી—

સ્થળ કોટેશ્વર હાલરે, જ્ઞાન છે.

કર્યા કેટલાંકને તો ન્યાલરે—જ્ઞાન-૧

એ તો વેદનો ભેદ બતાવે રે, જ્ઞાન છે.

શ્રુતી સ્મૃતીને સમજાવેરે—જ્ઞાન-૨

ધર્મ કર્મમાં એ પ્રેમે આંણેરે, જ્ઞાન છે.

સાચો સત મારગ એ જાણેરે-જ્ઞાન-૩

તમે પ્રેમે શરણુમાં આવો રે, જ્ઞાન છે.

ચાર ખાંણુંમાં તો નહી જાવોરે-જ્ઞાન-૪

જ્ઞાન ભગવાન પાસે લીધુંરે, જ્ઞાન છે.

ભાવ ભજનને બધે કીધુંરે-જ્ઞાન-૫

તમે જુઠી માયા આતો છોડો રે, જ્ઞાન છે.

ચીત્ત માયા તીત સાથે જોડોરે-જ્ઞાન-૬

આપ્યું કેટલાંકને તો જ્ઞાનરે, જ્ઞાન છે.

ટાળો હરકોઈ અજ્ઞાનરે-જ્ઞાન-૭

મલ્યા સદગુરૂ **ચુનીલાલ**રે, જ્ઞાન છે.

આપ્યું **જીવણુ**ને તો જ્ઞાનરે-જ્ઞાન-૮

---

## રાગ—આશાવરી.

રેહેના સદગુરૂ કેરે હજુર—એ રાગ.

શીદ ભમે તું દુર ઓ મનવા, શીદ ભમે તું દુર.

દેવ. ચુનીલાલ તારી હજુર-ઓ મનવા શીદ ભમે તું દુર-ટેક.

બીજે અવર કંઇ નથી મળવાનું,

તારો હરી છે તારી હજુર—મનવા શીદ-૧

ગંગા જીમનાં ઓર નદી નર્મદા,

પાપ છે તારી હજુર—મનવા શીદ-૨

કાશી ડાકોર અને દ્વારકાં જવાએ,

નથી મળતારે પ્રભૂ જરૂર—મનવા શીદ-૩

વેદ પુરાણ અને ઉપનીષદમાં,

નથી થતું રે જ્ઞાન જરૂર—મનવા શીદ-૪

દાસ **જીવણ** ને **ચુનીલાલ** મળેથી,

સત જ્ઞાન મલ્યું છે જરૂર—મનવા શીદ-૫

---

(૯)

**આશાવરી.**

રહેના સતગુરૂ કેરે હજુર—એ રાગ.

સત જ્ઞાન કર જરૂર, ઓ જીવ સત જ્ઞાન કર જરૂર.

જેથી હરી તો દરસે ઉર—ઓ જીવ સત જ્ઞાન કર જરૂર—ટેક.

પંચ ભૂતની રે સાથે, પ્રેમના કરતો, જેથી માયા ન આવે ઉર.

ઓ જીવ-૧

બ્રહ્મા વીશ્નુ મહેશ્વરનારે સમરતો,

જેથી ફેરો નહી થાય દુર-ઓ જીવ-૨

અરે જગતમાં નથી કોઈ તારૂં,માટે ચેતી લે તું ઉર-ઓ જીવ-૩

સાચા સતગુરૂ માથે રાખને હવે,જેથી મોક્ષ મળે જરૂર-ઓ જીવ-૪

ગુરૂ **ચુનીલાલ જીવણ**ને મલ્યાથી—

જ્ઞાન થયું છે ભરપુર—ઓ જીવ સત જ્ઞાન કર જરૂર-૫

---

(૧૦)

## ભજન.

શ્રી જગતે ગુરૂ વંદના કરૂં—એ રાગ.

જય સતચીદાનંદ હે પ્રભૂ વંદના કરૂં,
મમ ગુરૂ પ્રતાપથી હું ધ્યાન તો ધરૂં-ટેક

ગુરૂ અમોને સાચા મળીઆ, ચુનીલાલ મહારાજ
ડાકોરના એ રહેવાસી છે, સુધર્યાં મારાં કાજ— જય સત. ૧

કરમાડ વીશે એ આવ્યા ને, ટીકીટ માસ્તર કહેવાય
મોક્ષની ટીકીટ આપે છે, જે જન લેવા રે જાય-જય સત. ૨

ટીકીટ આપે છે પંદર જણુને, લોકો કરે છે નીંદાય
બીન પઇસે એ ટીકીટ આપે છે, હરકોઇ લેવા જાય-જય સત. ૩

અંધારામાં ઉજી આસ થાયે, એકદમ અંજાય
પણ ટકે તો કારજ થાયે, સાચી વસ્તુ દરસાય—જય સત. ૪

આ ધર્મશાળાના માલીકને, નથી ઓળખતું કોય
જ્ઞાની હોય તે નર ઓળખે છે, સંત સંગત જો હોય-જય. ૫

જીવણુને સદગુરૂ મળીઆ, સેજે સુધર્યું કામ
દયા કરી મારા ગુરૂ મહારાજે, નીરખાવ્યું નીજ નામ—
જય સતચીદાનંદ હે પ્રભૂ. ૬

---

## (૧૧)
## આરતી.

જય ગુરૂદેવા. પ્રભૂ જય ગુરૂ દેવા.
આરતી કરૂ ઉમંગે, દરશન સુખ લેવા—
જય જય જય ગુરૂદેવા–ટેક
પુર્વેના સદભાગ્યે, તમ શરણે આવ્યો–પ્રભૂ–
કર્મ કાષ્ટને બાળી, બાળ આપનો કાઢ્યો—જય જય—૧
દયા કરી ગુરૂદેવા, સત જ્ઞાન તો આપ્યું—પ્રભૂ—
ભવ સંકટને વીદારી, મન સ્થીર કરી સ્થાપ્યું—જય જય—૨
હું અબુદ્ધ અજ્ઞાનીને, સદબુદ્ધી આપી—પ્રભૂ—
કેટલાક દુરગુણ કાપી, ભકતી ઉર થાપી—જય જય—૩
અસરણ શરણ ગુરૂ આપ, શરણે તો લીધો—પ્રભૂ—
**ચુનીલાલ** દેવ દયાનીધી–**જીવણ** તો સીધ્યો—જય જય—૪

---

## (૧)
## ઉગમશી માહારાજનું પદ.

---

ગુરૂજી બીનારે મારો કોઇ નહી સંગાતીજી
મેંતો કીસબીત ઉતરૂ પારજી.........................ટેક
પાંચ તત્વકા બન્યા પીંજરાજી, બીચ્ચે પવનકા સ્થંભજી
આવત જાવત કોઈ નહી દેખેજી, હાંરે. એહી તો બડા અચંબાજી
ગુરૂજી બીનારે મોરો કોઈ નહી સંગાતીજી— ૧

હાંરે ગુરૂજી મારા નાભી કમળથી શબ્દ ઉપડેજી
ચંદ્રમા સુરજ દોનું હુવા પ્રકાશાજી. મેં તો કીસબીધ ઉતરૂં પારજી
ગુરૂજી બીનારે મારો કોઇ નહી સંગાતીજી— ૨
હાંરે ગુરૂજી મારા ગગન મંડળથી ઉલટી ગંગાજી
કોઇ મરજીવો રસ માંણેજી—ગુરૂજી બીના— ૩
હાંરે ગુરૂજી મારા સાત પાંચને પડછો દીધોજી.
માંહેથી શંસય લીધો ઉઠાયજી—ગુરૂજી બીના— ૪
હાંરે ગુરૂજી મારા ચાર જુગ મારી સાથે રહેનાજી.
હાંરે મારો જીવડો કરૂંરે, કુરબાનજી
**ભાવદા** પ્રતાપે બોલ્યા **ઉગમશીજી**
મારી બેલડીને પાર ઉતારોજી
ગુરૂજી બીનારે મારો કોઈ નહી સંગાતીજી— ૫

---

(૨)

## રામદા માહારાજનું પદ.

રાગ—હરી ભજન થકી છોટા હોય તે સઉથી મોટા થાય છે—

---

ઓ વેરાગી, તૃષ્ણાતો નવ ત્યાગીને, માયા લાગી.
જોને જાગી, ભ્રમણાતો નવ ભાગીને, ભીક્ષા માગી....ટેક

ચાલ—જેણે માબાપનાં કર્યાં ખોટાં, ચોળી રાખોડીને વાળ્યા લંગોટ
પીવે ગાંજો ભાંગ્યના ભરી લોટા—ઓ વેરાગી— ૧

ચાલ—જે આળસુ હોય તે બાવા થાશે, ઘેરઘેર માગીને ખાશે
પછી સીતા રામના ગુણ ગાશે-એ વેરાગી— ૨

ચાલ—કોઈ મઠ મઢીઆંમાં જઇ રહેતા, પરણે કે સંજોગી કહેતા
કોઇ રાખે રામકી કે જાય વેહેતા-એ વેરાગી— ૩

ચાલ—કોઈ ભોળા જનને ભોળવતા, ભંડારા કરાવે મન ગમતા
પછી માલ પુડાને દહી જમતા-એ વેરાગી— ૪

ચાલ—કોઇજાશે સદગુરૂની પાસે, રાખ્ય વીશ્વાસ મુક્તિ તરત થાશે
કહે **રામદાસ** સત નામ સમજાશે-એ વેરાગી— ૫

---

(૩)

## ગામ છીદાના પટેલ મનોર સાહેબનાં પદ.

### પદ

અરથકરોરે ઉનકા, સંતો, અરથકરોરે ઉનકા
દાવા મીટે કાળ સુનકા સંતો અરથ કરોરે ઉનકા-ટેક
નીચે નાવ ઉપર સીંધુ, સીંધુ નહી ત્રણ ગુણુકા-સંતો અરથ-૧
કીડી ચાલી હસ્થીને ઝાલી, સોડરના લેવે કુનકા-સંતો અરથ-૨
કર વીનાની નારી આવે ને મેરૂ ઉડાવે, ઉડ જાના માહા
સુનકા-સંતો અરથ કરોરે ઉનકા-૩
સતગુરૂ **ભાવદા** પ્રતાપે **મનોર** કહે છે,
જખમીલે પર સુનકા-સંતો અરથ-૪

---

(૪)

પદ

જ્ઞાની હશે સો બુજશે, સંતો જ્ઞાની હશે સો બુજશે
તાકુ તીન લોક સુજશે-સંતો જ્ઞાની હશે— ટેક
હાથ વીના મારે ને પગ વીના નાસે, ધડ વીના જુજશે—
સંતો જ્ઞાની હશે—૧
પેટ વીનાની નારીને પુત્ર જન્મે હજારી,
એ પુત્રને સ્વામી કરી જોશે- સંતો જ્ઞાની હશે--૨
પેટ વીનાની નારીને જગત નાંખે મારી,
માહા પ્રલયે જગત લેઇ કુદશે- સંતો જ્ઞાની હશે—૩
સત ગુરૂ **ભાવદા** પ્રતાપે **મનોર** કહે છે,
તે નર અમરાપુર જાશે-સંતો જ્ઞાની હશે સો બુજશે—૪

---

(૫)

ભજન—પદ.

સંતો મરજીવાનો દેસ વીરલા જાંણેરે—એ રાગ.

મારા પુણ્ય તણો નહી પાર, ભાવગુરૂ આવ્યારે
મને આનંદ થાય અપાર, શાન્તી સુખ લાવ્યારે- ટેક
મારા માંહે ગાદી બીછાવી, બીરાજ્યા ગુરૂ મહારાજ
ધોળાં વસ્ત્ર ને માળા છે કંઠે, પધાર્યા શીર તાજ—ભાવગુરૂ. ૧
શ્વેત તીલક પુર્ણ ચંદ્ર સમોવડ, તેજ તણો અંબાર
મનોહર મુરતી હેતેથી નીરખી, શોભાનો નહીપાર—ભાવગુરૂ. ૨

ધોળા ધોરીને ખુબ શણગાર્યા, એને ગળે છે ઘુઘરમાળ
ઓડા ઓડાડયા તે શોભે સુંદર, મોયડો શોભે વીશાળ--
ભાવગુરૂ આવ્યારે. ૩
હરીજન રથ હાંકે છે ભાવે, આવ્યા મોભા ગામ
હરીજન સામા હેતે ચાલ્યા, પ્રેમ ઘેલા છે તમામ-ભાવગુરૂ. ૪
કાંસીરે મૃદંગ ભુંગળ વાગે, કોડે કીરતન ગાય
થાળ પુજાની જેરાંમે ઝાલી, આનંદ અંગ ના માય-ભાવગુરૂ. ૫
નેહે નરખી હૈયે હરખીને, હું તો થયો રળીઆત
ઘીની મસાલો બે બાજુ બળતી, ફુલાં છે વીધવીધ ભાત-
ભાવગુરૂ આવ્યારે. ૬
તીલક કરીને હાર પેરાવ્યો, ચોખા ચોડયા લેલાટ
મોજડી પેરીને લાકડી ઝાલી, પાથર્યા છે રસ્તે પાટ-
ભાવગુરૂ આવ્યા રે. ૭
ચાલ ચમકતી ચાલતારે, બેરખો લીધો હાથ,
કેડ બાંધેલી જાંણે કાંન કુંવર છે;
એવા **મનોર**ના નાથ-ભાવગુરૂ આવ્યા રે. ૮

---

(૬)
રાગ-આશાવરી.

રાંમ વીના સબ જુઠીરે, સંતો રાંમ બીના સબ જુઠી.
જે જે સાધના જડી બુટીરે, સંતો રાંમ બીના સબ જુઠી-ટેક.

---

**નોંધ**—ભાવદાસ માહારાજનું રથવાળું દ્રષ્ય (ચિત્ર) હમારા તત્ત્વજ્ઞાન નામના પુસ્તકમાં જુઓઃ—

ભેખ ધરીને દોનુંરે ખોયા, બમણી ઉરમી ઉઠી.
કરમ ભરમ કો તો ભેદ ના પાયો, રાખે ઇંદ્રીઓ હઠ છૂટીરે
સંતો રાંમ-૧

પીતળ પાણુકા પુતળારે પુજે, જ્યાંસુધી આયુષ ખુટી.
અંત વેળાયે એ પુજેલા આડાના આયારે,
જબ જમે લીધા લુંટીરે-સંતો રાંમ બીના સબ જુઠી-૨

તીરથ ફરતાં ને ગંગારે કાશી, જેમ ઉંટ બાંધ્યાંરે ખુંટી.
પહાડ પથ્થરમાં તો ઉમર ખોતા, જડથી ના શક્યા છુટી-
સંતો રાંમ બીના-૩

મન અપના હાથ તો આવે, પરાકી ઉરમી ઉઠી.
સતગુરૂ **ભાવદા** પ્રતાપે **મનોર** કહે છે,
નવ પંદર બારા સમેઠીરે-સંતો રાંમ બીના સબ જુઠી-૪

---

(૭)

પદ.

સંતો સાહેબ બીના તો, સબ બુરી, સાધના ઠાલી મજુરીજી
જેહ જેહ કરો તેમાં ખોટજ આવે, અને સાધના ના હોવેરે પુરી
દેહ દમતાં તો તમને રોગજ વાપે, પછી વાપે કામસુરી—
સંતો સાહેબ બીના-૧

સાધના પંથનું લાંબું કે ખાબી કે તુરી,
મનની અમુજણ મનમાં રહેશે, નાત તજયો તુંતો કુરી-સંતો
સાહેબ બીના-૨

રૂપ બદલામાં અલ્યા તને શું આ ફાવે
ખાવે ખારી મોરી કે તુરી,
પ્રગટ રાંમજી મળશે ત્યારે, મટશે મન કેરી ઉરી–સંતો સાહેબ–૩
નવ પંદર ટાળી મુકોને, માયારે જીતો થુરી
સતગુરૂ **ભાવદા** પ્રતાપે **મનોર** કહે,
રાંમ ઘેર જાવે હજુરી–          સંતો સાહેબની બીના તો–૪

---

(૮)

પદ. રાગ–મંગળ.

મેં સોહાગણુ નાર, સખી હો સોહાગણી
ચલીરે બીન પાવે પીયુના ભણી, સખી મેં નાર સોહાગણી
પ્રથમ ઈંગલા નારીકુ મારતી, તબ ઉઠ મુવા ચંદાને સુર
પીંગલા સારથી
ત્રીકુટીકી ધારા તો તોડીએ, તબ ટુટે ત્રીવેણી કા ઘાટ
સુન્ય કુ ફોડીએ–સખી મેં નાર સોહાગણી— ૧
સખી ઉનમુનીકા હદકુ ઉડાવીએ, તબ હું તું દોનું રે ભાઈ
માર બીછાવીએ, તબ ભાગત ચાર હજુરીઆ
જાગૃત સ્વપ્ન સસોપતી, ત્રણુ ચોથી તુરીઆ–સખી મેં નાર—૨
જબ સુખમણાની સાંને ગયા દુર પડી
તબ નીકળી પવનની બાર, અનહદ જઈ ખડી
મેં ઇચ્છા નાર હોતી જો એકલી
નુરતકા સર ફોડત ડાલ, મેં બી જાઉ ગલી–સખી મેં— ૩

સખી બાવનકી ઉપર બારણે, ત્યાં હું નહી ઈચ્છાનાર
અકરતા તારણા,
સતગુરૂ **ભાવદા** પ્રતાપે **મનોર** કહે છે
જયાંના જીવે ઇચ્છાનાર, તેમાં સમાઈ રહે—સખી મેં—૪

---

(૯)

રાગ–ગરબી.

અલ્યા ફકર તારી મુકજે રે લોલ, નહીતો અંતે ભૂકશેરે લોલ
અલ્યા અદેખાઇ તારે ત્યાગવી રે લોલ, ગરીબાઇ તારે
માગવી રે લોલ
અલ્યા ગરીબ પણામાં તારે ફાવશે રે લોલ
સત સંપત તને આવશે રે લોલ
અલ્યા એવું જાંણીને ભજ નામને રે લોલ
શો ઉત્તર દઈશ શ્યામને રે લોલ
અલ્યા મન ભીતર એ આપણું રે લોલ
મીટે કુકર્મ કેરૂ તાપણું રે લોલ
સતગુરૂ **ભાવદા** પ્રતાપે વાલો સાથમે રે લોલ
કહે **મનોર** નીજ હાથમે રે લોલ

---

(૧૦)

ગરબી.

અલ્યા પથ્થરમાં રાંમ કેવડારે લોલ
આંખ્યે પાટા બાંધે બેવડારે લોલ

અલ્યા આખી ઉમર જાસે વહીનેરે લોલ
પથ્થર રાખશે સહીનેરે લોલ
અલ્યા પથ્થરમાંથી દુધ કયાંથી પાવશેરે લોલ
પથ્થરના રાંમ હાથ આવશેરે લોલ
અલ્યા એમ સમજીનેરે લોલ
ચંદ્રના આવે ખોદમાંરે લોલ
અલ્યા પ્રગટ રાંમ પાંમશોરે લોલ
તારે જડ સાથે કાંમ સાંરે લોલ
સતગુરૂ **ભાવદા** પ્રતાપે જડ ત્યાગીએરે લોલ
કહે **મનોર** ફરીના માગીએરે લોલ

---

(૧૧)

**ગરબી.**

અલ્યા ઉતાવળોશું બોલે ભૂલમાંરે લોલ
તું ભુલ્યો છે પહેલો મુળમાંરે લોલ
કણ કચરાં તો ભેગાં વસેરે લોલ
કણ કાઢતાં તે જુદાં થશેરે લોલ
અલ્યા કચરૂ નાંખ્યું પેલું વાડીએરે લોલ
તેમાં રાંમ રાંમ કેસા કાઢીએરે લોલ
તેમ પથ્થર હુંડે શું ફાવશેરે લોલ
બોલાવે રાંમ કેમ આવશે રે લોલ
અલ્યા એવું જાણીને ભૂલ આવતી રે લોલ

જીભ વીના જેમ ગાવતી રે લોલ
સતગુરૂ **ભાવદા** પ્રતાપે ભૂલ ભાગતી રે લોલ
કહે **મનોર** આતમ ગત જાગતી રે લોલ

---

(૧૨)

ગરબી.

અલ્યા સોના રૂપાના રાંમનેરે લોલ
એ અરથ ના આવે તારા કામમાં રે લોલ
અલ્યા ધાતુ જોડે તું બોલતો રે લોલ
ધાતુના રાંમ નથી બોલતારે લોલ
અલ્યા વીશ્વાસ તને કેમ આવતો રે લોલ
પગે પડેને નીત્ય ગાવતો રે લોલ
અલ્યા સોના રૂપાના રાંમ કેવડારે લોલ
વેચી ને પેટભરે તેવડા રે લોલ
અલ્યા ધાતુની ઘેન કેમ દુજશે રે લોલ
દરપણ પુઠે કેમ સુજસે રે લોલ
સતગુરૂ **ભાવદા** પ્રતાપે જાગતારે લોલ
કહે આવા રાંમ નથી ભાગતા રે લોલ

---

(૧૩)

પદ.

અલ્યા તું ભૂલમાં શું ભમે, ભૂલ તારી ભાગી જોને.
પંચ પચીશમાં તું જીવ કોણ છું, આપતારો પેલો ખોને

અલ્યા હુંપદ છે કેવી, પાહાણુ પથ્થર માને ઉદક જેવી
અંતે કાયા **નથી** રેહેવે એવી— અલ્યા તું ભૂલમાં—૧
તું તારા મનમાં જા પેસી, હું તું મુકી દેને દેસી
હવે તારે તું કોણુ રહયો છે બેસી—અલ્યા તું ભૂલમાં–૨
અલ્યા વૈરાટ ખોજી જોતું તાહરો
પરા ઉપર રાંમતું પરગટ બાહારો
જો પરથમ મન તારૂં મારે-- અલ્યા તું ભૂલમાં—૩
સદગુરૂ **ભાવદા** પ્રતાપે **મનોર** કહે છે
નવ પંદર બાહારા જોઈ રહે છે
તેને મરજીવા કહે છે— અલ્યા તું ભૂલમાં શું ભમે—૪

---

(૧૪)

પદ.

બોલતામેં આવ્યારે, સંતો બોલતામેં આવ્યારે
અનહદ વાણી જગાયારે. સંતો બોલતામેં—ટેક.
મેરે નહી ગુણુનામ રૂપ, આકાશ બોલું અજાયા.
નીજ ભોમીકામેં રહેનેરે વાલા, મોહથી જીવરૂપ માયા રે
સંતો બોલાતામેં—૧
ધર અધર શાને બોલું, રૂપ રજ નહી મેરે કાયા
હુંરે બોલાવું ને સામોરે બોલું, જાગુત લઈ બન આવ્યા રે
સંતો બોલતામેં—૨

બીજો થઇને હમકુરે ઢુંડે, તાકુતો હાથ ન આવ્યારે
મને બુજે સંતો મુજરે જેસા, તેણે આપો આપ મીલાયા રે
સંતો બોલતામેં—૩
જેહ જેહ કહે તે સંતો માયારે જાંણે, જ્યાં સુધી વાસના રહ્યા
સદગુરૂ **ભાવદા** પ્રતાપે **મનોર** કેહવેરે.
જઇ અકરતામાં સમાયારે— સંતો બોલતામેં—૪

---

(૧૫)

પદ.

રાગ આશાવરી.

માયા તો કોઇકુ ના છોડેરે, સંતો માયા તો કોઇકુ ના છોડેરે
બાંધી નીગમ હોડેરે–સંતો માયા તો કોઇકુ ના છોડેરે–ટેક.
પ્રથમ તો બ્રહ્માકુ પકડયા, માયા સેજમાં જોડે
બ્રહ્મા કપાળ હોકર, બ્રહ્માકુ પીડે
પુત્રી હોકર બ્રહ્મા શીર ફોડે. સંતો માયા—૧
શીવજી પાસે માયારે પારવતી જોડે
માયા ધરે રાણી રૂપ ભીલડીકો
તે માયા નચાવે શીવને કરકર થોડેરે. સંતો માયા—૨
રાંમકી સાથે સીતા રે માયા, ભગની રે હોડે
માયાકુ રાવણુ લેઇ ગયા બાંધી
માયા સારૂ રાવણુ શીર રાંમકો ફોડે. સંતો માયા—૩
ગૌતમ ઘરમાં અહલ્યારે નારી
માયા ઇંદ્રકા સતણી તોડે

માયા રૂપકુ મોહી ઇંદ્રરે રાજા
અસંખ્ય ભગરે ફરતાં ઇંદ્ર જોડે. સંતો માયા—૪
પંચ પચીશકુ પહેલારે ખોજે, નવધાકુ તો પહેલી તોડેરે
પર આત્મા આત્મા ભેળા, પછી પરા ઉપર સમોડેરે. સંતો માયા—૫
મન અપનાતો પહેલારે મારે, શુન્ય શીખરકું તોડેરે
સદગુરૂ **ભાવદા** પ્રતાપે **મનોર** કહેવે
તે અવન્યાશી અખંડ નીજ ઓડેરે. સંતો માયા—૬

---

(૧૬)

ગરબી.

અલ્યા તને તે બીજો કોણ વારસેરે લોલ
અંતે તને જમ દુત મારશેરે લોલ
અલ્યા જમનો તે માર જોઈનેરે લોલ
આપ તે જોને ખોઇનેરે લોલ
અલ્યા સરોવર પાળ જે તોડતારે લોલ
અંતે તેને જમરા તાડશેરે લોલ
અલ્યા પરબનું માટલું ફોડતારે લોલ
તેનું તે માથું જમરા તોડતારે લોલ
દાન આપીને પાછું માગશેરે લોલ
લખ ચોરાસી તેને જાગશેરે લોલ
સદગુરૂ **ભાવદા** સત જોઇનેરે લોલ
કહે **મનોર** હું તું ને ખોઈનેરે લોલ

(૧૭)

## ગરબી.

અલ્યા રાંમ સભામાં આવ્યો બેસવારે લોલ
કરણ બુદ્ધી માંડી હસવારે લોલ
અલ્યા શું જોઈને દાંત આવતારે લોલ
તને રાંમ રસ નથી ભાવતારે લોલ
અલ્યા કરણ ધરે તને ફાવશેરે લોલ
અન તો જ્ઞાન તને આવશેરે લોલ
અલ્યા બીન સમજે જાગશેરે લોલ
તેને ઉજાગરો લાગશેરે લોલ
સત શબદ નથી ભાવતો રે લોલ
સતગુરૂ **ભાવદા** પ્રતાપે માગીએરે લોલ
કહે **મનોર** એવા નરને ત્યાગીએરે લોલ

---

(૧૮)

## ગરબી.

અલ્યા રાંમ સભામાં તારે બેસવુંરે લોલ
કાન બુદ્ધીને ખુણે પેસવુંરે લોલ
અલ્યા ડાહાપણમાં શીદ ભૂલતોરે લોલ
સત શબદ ચુકે મુળમાંરે લોલ
અલ્યા રાંમ સભામાં આવતોરે લોલ
સામાને ભૂલ પાડતોરે લોલ

સતગુરૂ **ભાવદા** પ્રતાપે માગીએરે લોલ
કહે **મનોર** આવે તે નર ત્યાગીરે લોલ

---

(૧૯)

**પદ ગરબી.**

અલ્યા રાંમ સભામાં નીત્ય આવતોરે લોલ
સત શબદ નીત્ય લાવજોરે લોલ
કરણ માંડીને સાંભળોરે લોલ
તને તારા તનનો કામળોરે લોલ
અલ્યા શોખ મુક તારા કામનોરે લોલ
સત શબ્દ સુણો શાંનમાંરે લોલ
અલ્યા રાંમ સભામાં જઇને જાગીએરે લોલ
આપાણું વીક્રમ ત્યાગીએરે લોલ
અલ્યા રાંમ સભામાં બમાણું ના બોલીએરે લોલ
રાંમ રસને ગોળી પીજીએરે લોલ
સતગુરૂ **ભાવદા** પ્રતાપે વાલો પામતારે લોલ
કહે **મનોર** ભવદુઃખ વામતારે લોલ

---

(૨૦)

**ગરબી.**

અલ્યા રાંમ સભા નથી મુકતોરે લોલ
તે સત શબદ નથી ચુકતોરે લોલ

અલ્યા સત શબ્દના ઓકનેરે લોલ
તે જાણે ત્રણુલોકનેરે લોલ
અલ્યા તે એમ જાણુતારે લોલ
ગુણુ શામને તે ઘેરતારે લોલ
અલ્યા સાચા નર કેમ ચુકશેરે લોલ
નુગરા નીસાસા મુકશેરે લોલ
અલ્યા સત શબદજ ભાંખતારે લોલ
તે કર્મ અધુરૂં નથી ભાંખતારે લોલ
સતગુરૂ **ભાવદા** પ્રતાપે હમે માગીએરે લોલ
કહે **મનોર** એવાને પગે પડીએરે લોલ

---

(૨૧)

પદ.

અલ્યા ગુરૂ સભામાં એમના કીજીએરે લોલ
મન તન ગુરૂને દીજીએરે લોલ
અલ્યા ગુરૂ સભામાં જઈ રાડના માંડીએરે લોલ
જઈને અજ્ઞાનપણું છોડીએરે લોલ
ગુરૂ ગમ છે એટલારે લોલ
જેની ગણુતરી ના આવે તેટલારે લોલ
અણુ ગણુતરીના રાંમ પામશોરે લોલ
અલ્યા નવ પંદરથી નાસવુંરે લોલ
બાવન બારૂં વસવુંરે લોલ

સતગુરૂ **ભાવદા** પ્રતાપે માયા બાંધીએરે લોલ
કહે **મનોર** પરાઉપર સાંધીએરે લોલ

---

(૨૨

**પદ—પ્રભાત.**

અલ્યા પરમાત્મા પામ્યા નથી જ્યાં લગી
ત્યાં હાં લગી ભૂલ છે બહુ રે તારે
તીરથ વરત કર્યાં માટે શું થયું, બુડાડયું નાવ આવ્યું રે આરે
અલ્યા પરમાત્મા—૧
અલ્યા નામ પામ્યો માટે શું થયું, એ નામ જીવે કહોને રે લારે
અલ્યા સાધના સ્મરણ તારૂં શું કરે, એ સાધન સમરણને કોણ તારે—અલ્યા—૨
અલ્યા બી પોતાનું બાળ્યા વીના, રાંમના મીલે એકારે કારે
અલ્યા ભેખ ધર્યાં માટે શું થયું, જે પહેલું મન તું મારે—અલ્યા—૩
એકાદસ ઇંદ્રી જીતી કરી, તું રાંમ ઘેર જાને તારે
અલ્યા ગુરૂને મનતન સોંપી કરી, વેલો જાને નવપંદર બારે
અલ્યા પરમાત્મા—૪
સતગુરૂ **ભાવદા** પ્રતાપે **મનોર** એમ કહે
પછી હું તું મરજીવો થઈ મારે, અલ્યા પરમાત્મા પામ્યા—૫

---

(૨૩)

પદ—પ્રભાત-

અલ્યા રાંમ વીના તું ભૂલો ભમે, જેમ માતા વછુટું બાળ રૂવે
અલ્યા ધેન વીના વછ કેમ જીવશે તેમ રાંમ જાંણ્યા વીના ઉમર
તુજ ખોવે—અલ્યા રાંમ વીનાતું ભૂલો ભમે—૧
અલ્યા તીરથ ફર્યો તું શું નમ્યો, અલ્યા આંખો ફાડીને તું શુંરે જુવે
એ જડ નહી બોલે તારી સાથમાં, અલ્યા દુધ કાંથી વેરૂ દુવે
—અલ્યા રાંમ વીના—૨
અલ્યા રાંમ મીલ્યા વીના સાધન તારૂં શું કરે,
જેમ નીર વીના કપડું ધુવે
તેમ પરગટ રાંમ મીલ્યા વીના, અલ્યા સેકીને બીજ શીદ બુવે
—અલ્યા રાંમ વીના—૩
અલ્યા દસમો દ્વાર તારે પહેલો બાંધજે તે નર સુરત નુરત ઘેર બોવે,
સતગુરૂ **ભાવદા** પ્રતાપે **મનોર** એમ કહે
તે અખંડ આપે રાંમ હોવે—અલ્યા રાંમ વીના તું ભૂલો ભમે—૪

---

(૨૪)

પદ—પ્રભાત.

આસા સુર ઉગ્યા વીના વાંણું કેમ વાસે
અલ્યા રાંમ રાંમ તું નીત્ય સંભાળતો તે રાંમ તને કેવારે ભાસે
અલ્યા જડને બાજયો તું જડ થઇ ગયો
તેમ તેમ તારી બુદ્ધીરે નાસે

અલ્યા રાંમનો ખપ હોય જો તાહરે
અખંડ મંડળમાં રાંમ તું તારીરે પાસે-અલ્યા રાંમ રાંમ તું—૧
અલ્યા પુરણ બ્રહ્મ જે રાંમ છે, તેથી જડ રૂપ દુર નાસે
અલ્યા જડના બાંધ્યા નર, નરકે ગયા જો પથ્થરની ઘેન કેમ વાંસે
જો તું જીવ તારો તને જડે, ત્યારે જીવનો શીવ થાસે
સતગુરૂ **ભાવદા** પ્રતાપે **મનોર** એમ કરી કહે
પછી તે રાંમ ભેગો તે વાસે-અલ્યા રાંમ રાંમ તું નીત્ય સંભાળતો—૨

---

(૨૫)

ગરબો.

કારતગ માસે કામનીરે, જીતે વીરલારે કોઈ
મન મારી ચુરો કરે, તે ઘેર રાંમજી હોઇ-કારતગ.
માગસર માસે મન મારીએરે, ઇંદ્રી જીતે દસને ચાર
અગમ અગોચર પેઠકે, સમે એકારે કાર-માગસર.
પોસમાસે પુછાંમણીરે, ગુરૂ પાસે રે હોય
જીવનો જ્યારે શીવ કરે, ગતી પામેરે સોય-પોસમાસે.
માહા મહીને માયા જીતીએરે, ખોજી સઘળો વૈરાટ
માયા આવે જ્યારે હાથ મેરે, ટુટે સુન્ય કેરો ઘાટ-માહામહીને.
ફાગણ ફુલ્યો ફુલમાંરે, ફુલ્યો અઢારે ભાત
ત્યાં લગી માયા વસે, રાંમ બાવન બાહાર-ફાગણ.
ચૈત્ર માસે ચેતન સાક્ષીરે, બોલે તેને બુજાય
બીજું સરવે સુન્ય છે ખોજો અપનીરે કાય-ચૈત્રમાસે.

વૈશાખ માસે વગર બુંદનારે, મલ્યા અનહદ રાંમ
જ્યાં માયા વાપે નહી, ત્યાં રહે મારા શ્યામ–વૈશાખ.
જેઠ માસે જગત જીવતોરે, અંતર ભીતર આત્મા એક
ગુણે કરી દીસે જુજવારે, માયા ભાગે અનેક–જેઠમાસે.
અસાડ માસે અંગનવનું, જો જીતે વાસના લીંગ,
નવધા તો જબ મીટે, સાકાર હોવેરે ભંગ. અસાડ.
શ્રાવણ માસે સેજમાંરે, ગઈ પરારે પાર,
સાકાર સરવે આંધળીરે, મલ્યા એકારેકાર. શ્રાવણ.
ભાદરવે ભૂલી ભાતનાંરે, સ્વકાર સરવેરે કોઇ.
અકરતામાં હું જઇ મળી, જ્યાં રાંમ આપેરે હોઈ. ભાદરવે.
આસો માસે અવન્યાશમાંરે, હું તું કરતાંરે નાસ,
**મનોર** કહે બાવન બારણે, વાંહાં હું મારો અવન્યાશ–આસો.
સદગુરૂ **ભાવદા** પ્રતાપસેરે. કહે **મનોર** સદગુરૂ અપરંપાર
અખંડ મંડળમાં પેસતાં, રાંમ એકારેકાર—

---

## વડોદરા પાસેનું ગામ ટુડાયના રૂખી ભગત માધવદાસનાં પદ.

(૧)

પદ.

એ જ્ઞાન ઉત્પત આપણુ સરવે વીચારીને જોતાંજો.
ગતીની મુક્તિ સાંના થકી ઉપનેરે.

અરે પંડ નહોતો ત્યારે, કયાંરે હતી આ પુજાજો
ઈંડ નહોતું ત્યારે કયાંરે હતી વાસનાજો,
એ મન નહોતું ત્યારે કયાં હતી આ માયાજો
શબ્દ નહોતો ત્યારે કયાં હતી સાધનારે
અરે રવી ઉગ્યો ત્યારે શાનો રહે અંધકાર
તેમ શબ્દના વીવેકીને શાની રહે વાસનારે
એ પહેલાં મેઘને પછી મંડાવીઆ માંડજો
પણ પૃથ્વીને થાપ્યાંરે ઈચ્છા કરી આશ્ચર્યરે.
અરે આ દેહાકારમાં આપે ઠરાવીને જોતાંજો,
પણ ગતીને મુક્તી સત વીશ્વાસમાંરે
ખરે સતગુરૂ મલ્યા મને ભાવે બતાવ્યો આ ભેદજો
**માધવ** કહેછેરે પામ્યા પુરા પદનેરે.

---

(૨)

રેહેના સતગુરૂ કે હજુર, અચ્છા મેરી નજરોમે બેહેતાહે નુર
રેહેના સતગુરૂ કેરે હજુર—ટેક
કહ્યા સુન્યામાં વો નહી આતા, કયું દેખાતા દુર સાધુ (૨)
આપ છોડકે આગે જાવે, કરણીમાં બહોત કસુર —૧
પાંચ રંગકા પેચ લગાયા, આપે રહયા ભરપુર સાધુ (૨)
તીન પેચમાં દેખે દેખાવે, મનવો ભયો રે સબુર
રેહેના સતગુરૂ કે હજુર—૨

આઠ પહોર માંહી પલમત પલટો, બાજત હે રણુતુર સાધુ (૨)
કહે **માધવ** સત ભાવ પ્રતાપે, અમર હોવે જરૂર
રેહેના સતગુરૂ કેરે હજુર—૩

---

(૩)

ગુરૂ બીના કોણુ જાણે મેરે મનકી
એહી સાખી હે અવીગતકી, ગુરૂ બીના કોણુ—ટેક
મનકી જાણે તનકી જાણે, જાણે ઘટપર ઘટકી
પાપકી જાણે પુન્યકી જાણે, જાણુત કરમ ભરમકી—
ગુરૂ બીના—૧
આદ્યકી જાણે અંતકી જાણે, જાણુત મધ માયાકી
દીન રેન કી સબકી જાણે, જાણુત બાહેર ભીતરકી—
ગુરૂ બીના—૨
દેદારમાં એક દરસન પાયા, મેહેર ભઇ મેહેરમકી
કહે **માધવ** સત ભાવ પ્રતાપે, આસા છોડીરે
જગતકી, ગુરૂ બીના કોણુ જાણે—૩

---

(૪)

રાગ પરજીયો.

વાહ વાહરે તન ઘડીઆળ બની સારી.
તન ઘડીઆળ બની સારી, માંહી મેલી પંદરમી બારીરે.
વાહ વાહરે—ટેક

ઓહીંગ સોહીંગ લગાયા બે કાંટા, એકવીશ હજાર છસો ફરે આંટારે
વાહ વાહરે તન—૧
મનરૂપી તે મોગરો લગાવ્યો, સતનો સોનેરી રંગ ચઢાવ્યોરે
વાહ વાહરે તન—૨
શબ્દ રૂપી અછોડો રાખ્યો, અંદર કરણીનો કાચ કરી નાંખ્યોરે
વાહ વાહરે તન—૩
અંદર કરણીનો કરી મેલ્યો કાચ, પુરાં તત્ત્વનાં પૈડાં ફરે પાંચરે
વાહ વાહરે તન—૪
એનો અજબ બનાવ્યો છે ખેલ, ત્રણ ગુણનું તો પુર્યું અંદર તેલરે
વાહ વાહરે તન—૫
નાભી કમળમાં સમાન તમામ, કંઠા કમળમાં બોલે આતમ રાંમરે
વાહ વાહરે તન—૬
એને જ્ઞાન ગજવામાં રાખી, નુરત સુરત દોરી ગળામાં નાંખીરે
વાહ વાહરે તન—૭
દવા દસથી ઘડીઆળ મેલી ઉંચી, મારા સદગુરૂની પાસે
એની કુચીરે-વાહ વાહરે તન—૮
ગુરૂ **ભાવદા** મલ્યા છે ઘડીઆળી,
દાસ **માધવ**ને ઘડીઆળ આલીરે વાહ વાહરે તન ઘડીઆળ—૯

---

(૫)

પદ.

એક અરજ કરૂં આ સંસારમાં, સતગુરૂ શાને ધાર્યા
પંડે પતીજ કરો, પંડમાં છે કે, પંડથી બારા—ટેક

અરે કોઇ ગુપ્ત કહે ને કોઇ પ્રગટ કહે,
એનો અંતર ભેદ કોઈ ના લહે,
એમ સરવે મળીને હાજી હાજી કહે. એક અરજ કરૂ—૧
અરે જે ઉંચું જુવે તે શું અર્થ કરે, જેના બોલ્યા થકી કારજ ના સરે
એમ કાચા પાત્રમાં સાચું કેમ ઠરે. એક અરજ કરૂ-૨
અરે જુવો અવજ્ઞાનીને અર્થ કેવો, જેને જોર જીભ્યાથી જુગ લેવો
તેને ગુણ અવગુણ કંઇ ના કે'વો. એક અરજ કરૂ-૩
અરે જુવો અંત્ર થકી એક જંત્ર વાગે,
જેની સુરતા શબ્દમાં લબ્દ લાગે,
અરે જેથી ભવસાગરનો ભય ભાગે. એક અરજ કરૂ-૪
જેને અનાસુરતી આવી મલશે, તેની વૃત્તી વચનમાં જઈ ઠરશે,
કહે **માધવ** સતગુરૂ સેજે મલશે, એક અરજ કરૂ આ સંસારમાં-૫

---

(૬) ૫૬

સર્વે સંતસુજાણ હાથે કરીને હળવા કોઇ ના થાસોરે
પ્રીતથી પ્રભૂ ભજો વધઘટ રચી એક ઉરમાં ના આંણશો.
જેને વધઘટ અંતર આવે છે, તેને માન ગુમાન સર્વે વ્યાપે છે
તેનું ક્રીયમાન મહીથીં કહી આપે છે. સર્વે સંત સુજાણ-૧
જીવ એકને એક દીસે કાયા, એમાં અનેક ગુણ આવી સમાયા
જેવું ક્રીયમાન તેવા તેને દેખાયા. સર્વે સંત સુજાણ-૨

જે પાસે છે તે જોવાના, બીજા ફોગટ ફેરા ફરવાના;
પછી દોષ ગુરૂને દેવાના. સર્વે સંત સુજાણ-૩
જેણે પ્રીત પ્રભૂની સાથે કીધી, તેણે અવીચળ વસ્તુ વોહરી લીધી
જેણે સુરતા શબ્દમાં સાંધી દીધી. સર્વે સંત સુજાણ-૪
જે પ્રભુ ને ભજે તે મારા ધર્મી, એવા સતગુરૂ મારા અંતરજામી
સત **માધવ** કહે શીશનામી. સર્વે સંત સુજાણ-૫

---

## (૭) માધવદાસ માહારાજનું "ભાવપુરાણ"

પ્રથમ તોરે સત નામ સંભાળીયે ને પછી તે સરસ્વતી સોહેરે,
મનરે મનોરથ પુરણ થાય ને, ગુણ જુગો જુગ ગાયરે.
સતલોકથી મારા સ્વામી સધાર્યા, ને કળીમાં કીધો વીલાસરે,
પાંચે પોશાક જ્યારે પુરણ સજ્યાને, સંતોની પુરવાને આશરે.
સંત દરશન મુને સદાય પણ હોજો, ને પાપી તે પાવન થાયરે,
કબુધી માણસ મને કબુ ન મળશો, જેના મુખમાં તે પાતક હોયરે.
સાચો હશે તેને સનમુખ મળશે ને, જુવોને જુગત આધારરે,
કાયા તણા માંહીથી કીયામાન કાપશેને, પ્રભૂ કરશે પ્રતીપાળરે.
એક દીવસ મારા ઉરમાં આવીયું, ભાવે ભેટયા મુજને આજરે,
આનંદ કરી હરી મારા આવીઆને, જન્મ સુધારવાને કાજરે.
ગામરે છીદ્રાને નામરે **ભાવદા**, આહીર કુળમાં અવતારરે,
સંત સેવા જ્યારે મનોવર કીધીને, ભક્તિ તણો ઉપકારરે.
ધરણી આકાશ બેઉ ઓદર કીધાંને, તેજ પાણીનો પરકાશરે,
પવન પસારો એતો સર્વે વ્યાપક છે ને, પુલફળને માંહી બાસરે.

ભરતખંડને જાંબુદ્વીપમાં, દેશ કેહેવાય ગુજરાતરે,
ધામતણી શી શોભારે કહીએ, શા મુખ કહીએ અવતારરે.
ભાવથકીરે કોણ કોણ ઓધર્યારે, તેનો કહું પરવારરે,
ભાવરે મનને ભાવેરે તન, ભાવે છે માને બાપરે.
ભાવ થકી પોતાનો આત્માને, ભાવ ઓધરસે આપો આપરે,
ભાવેરે ચંદ્રોને ભાવેરે સુરજ, ભાવે છે નવ લખ તારારે.
ભાવેરે વેદ ને ભાવેરે વાંણી ભાવે છે દસ અવતારારે,
ભાવેરે બ્રહ્મા ને ભાવેરે વીશ્નું, ભાવે છે શકતી ને શીવરે.
ભાવથકી જ્યારે ભવદુઃખ ભાગશેને, ભાવે ભાગ્યો છે શંસયરે,
જોગી જંગમ સંન્યાસી ઉપાયાને, સીદ્ધ સેવડાને દરવેશરે.
અઠાસી હજાર જ્યારે બ્રહ્મ ઉપાયાને, ભાવતણો પરકાશરે,
સાતવાર સતાવીશ નક્ષત્રને, પંદર તીથીને બાર માસરે.
ભાવથકી બાર મેઘ ઉપાયાને, પુરાવાને જુગતણી આસરે,
ચકર બૂંદ ને અનંત કોટી ઉપાયાને, ચોરાસી સીદ્ધને નવનાથરે.
નારદ ઈંદ્ર, ગોતમ ગ્યાંની, છપન સીરપર હાથરે,
આઠ પહોર ભાવ અંગમાં બીરાજે, ઉપજ્યાં છે અનજો જ્ઞાનરે.
ભાવ ભજન જેના હ્રદયમાં ના હોય, તેનું હીરદુ જાણે સમશાનરે,
એંસીલાખ તે તો ભાવે ઉપાયા, ને શકતી છે ચોસ્ટ લાખરે.
નવકુળ નાગને છપનક્રોડ ઉપાયાને, તેની વેદ પુરે છે સાખરે,
અષ્ટકુળ પર્વત મેરૂ મંડાણ કીધાંને, વનસ્પતી ભાર અઢારરે.
નવસે નવાણું નીરાધાર ચાલેને, ગંગા જુમનાંની ઠારરે,
અક્ષીરે કુળ તે તો ક્ષત્રીરે કહીએ, રૂપી સહસ્ત્ર અઠાસીરે.

કાશીરે ધામ તે તો ભાવથકી કીધાંને, ગોકુળ વંદ્રાવન વાસીરે,
ઓત્રાખંડ બદ્રીનાથ કહીએરે, પુર્વે કહીએ જગન્નાથરે.
દક્ષીણમાં તો પંડરી નાથરે કહીએ, અને પશ્ચીમ દ્વારકાંનાથરે,
કરજોડીને રૂષી **માધવ** કહે છે, ભાવ ભેટયા છે અવીનાશરે,
કોટી કરમ મારાં કાપી કરીને, મારા પંડમાં થયા છે પરકાશરે.

---

(૮)

## વારનો ગરબો.

કે શરણે સતગુરૂને રેહેજો—કે આત્મજ્ઞાન ખોજીને જોજો કે શરણે—
કે સોમે સંગ કીધો સાચો કે ગરબો સતગુરૂનો રાચ્યો
કે આ પંડનો પડપંચ છે કાચો—કે શરણે સતગુરૂને રેહેજો—૧
કે મંગળે મર્મ જડયો મોટો, વાગ્યો માંહી જ્ઞાન તણો સોટો
કે ઉડી ગયો અજ્ઞાનનો ગોટો—કે શરણે સતગુરૂને રહેજો—૨
કે બુદ્ધે બળ મુકી કહીએ, કે સરણે સતગુરૂને રહીએ
નામે નીરંતર થઈ જોઇએ—કે શરણે સતગુરૂને રહેજો—૩
કે બ્રહસ્પતે ભર્મ રહયો શાંનો, જેણે શબ્દ સતગુરૂનો માંન્યો
આત્મજ્ઞાન અનુભવથી જાંણો—કે શરણે સતગુરૂને રહેજો—૪
કે સુકર સુરતા થઈ સુન્ય, તેનું મટયું પાપ ને પૂન્ય
કે જેવું જળમધે રહે મીન—કે શરણે સતગુરૂને રહેજો—૫
કે શનીએ સેહેજે સમાધી, વસ્તુ તેતો ઉનમુનીએ સાધી
કે કહે **માધવ** અંતર આરાધી—કે શરણે સતગુરૂને રહેજો—૬

---

(૯)

પદ.

હીરલોરે લાધ્યો મુરખ નરને હીરલોરે લાધ્યો
ઓળખ્યારે વીના નાંખીરે દીધો—મુરખ નરને—ટેક
હાં ભકતી મુકતીની જુગતીના જાંણી, આવો રસ ઉરમાં ના લીધો
મુરખ નર—૧
પોતે પોષણ અતી ઘણું કરતો, તેણે તેથી અંતરરે કીધો
મુરખ નર—૨
હાં વીવેક વીચારનો મમનાં જાંણે, એણે રસ ઢોળીરે દીધો. મુરખ—૩
હાં સતગુરૂ **ભાવદા** પ્રતાપે **માધવ** કહે છે,
તેનો સંગ મુકી રે દીધો–મુરખ નરને હીરલોરે લાધ્યો —૪

---

(૧૦)

પદ.

હાંરે જવારે દેજો, મુરખ નરને જવારે દેજો
એના મુખથી તમે અળગારે રેહેજો–મુરખ નર–ટેક
હાં પૂન્ય પ્રભાવ એને કાંઈ નથી ગમતો,
એનો સંગ મુકીરે દેજો–મુરખ૦ ૧
હાં ગુરૂમુખી હોય તેને ગુરૂ કરી માંનજો,
તેહનું મુખ ખાંતે ખાંતે જોજો. મુરખ નરને–૨

હાં નાસીકા નયણાંનો મેળો કરીને,
શબ્દે સુરતા સાંધીરે લેજો. મુરખ નરને—૩
હાં સતગુરૂ **ભાવદા** પ્રતાપે **માધવ** કહે છે.
આત્મ મુળ ખોજીને જોજો-મુરખ નરને જવારે દેજો—૪

---

(૧૧)

**પદ.**

હાં મારે હૃદયે વસ્યું નીજ નામરે, સંતો તમે જાંણી લેજો
હાં જીવ હતો તેને શીવ કીધો, એ કરણી તણું કામ,
જીવ શીવ બે મટી ગયા, મારે હૃદયે વસ્યું નીજ નામરે.
સંતો તમે જાણી લેજો—૧
ઓહીંગથી ઉલટો આવે, સોહીંગ રહી સમાવે,
ઓહીંગ સોહીંગ એક થાય તો, કોઇ કોઇનું ના કેહેવાય.
સંતો તમો જાણી લેજો—૨
હાં જોયા વીના તો જુઠું પડે, જેવું કથીર ને કાચ,
ઉંચ નીચ કરી ભરમાવે, મારી સુરતાયે જોયું એ તો સાચ.
સંતો તમો જાણી લેજો—૩
દેહ થકી સર્વે સુજે, અણુ દેહની શી આશ,
દાસ **માધવ** સત **ભાવ** પ્રતાપે, જેમ ફુલમાં રહી ગઈ બાસ.
સંતો તમે જાંણી લેજો—૪

---

(૧૩)

પદ. રાગ—બીહાગ.

કોણ મુકતી કે દાતા, સાધુ કોણ મુકતી કે દાતા
હાં શકતી નીરંજન કે, તે બુંદ કે દાતા, એહી જુગતમાં રહેતા
સાધુ કોણ મુકતી કે દાતા—ટેક.
હાં રામ કૃષ્ણુસે, બડાનહી કોઈ, સોહી ઉનકુ ધાતારે.
સાધુ કોણ—૧
હાં જપતપ સાધન જોગ જાત્રા, સોહી મુકત નહી ફરમાતારે.
સાધુ કોણ—૨
હાં સતગુરૂ **ભાવદા** પ્રતાપે **માધવ** કહે છે,
નીતનીત નામ નરખાતારે, સાધુ કોણ મુકતી કે દાતા—૩

---

(૧૪)

પદ.

હાં કયા કહું કથી સો દેસ હમારા,
જ્યાં દેશ દશો ઇંદ્રી નહી અસ્થાના
તાહાં દેશ ઓહીંગ સોહીંગ નહી, રંકારા. હાં કયા કહું કથી—૧
જયા દેશ હમતુમ અવતારા, ત્યાં દેશ બીજ ઓર નહી અસ્થુરા.
હાં કયા કહું કથી—૨
તાહાં પદકુ કોઇ જાનત બીરલા, હાં સબઘટ માંહી સબીસે ન્યારા
હાં દાસ **માધવ** સત **ભાવં** પ્રતાપે હો,
ત્યાં દેશપાર નાહી દીશતે અપારા, કયા કહું કથી સો દેશ હમારા–૩

---

(૧૪)

પદ.

હાંરે બાદ બીબાદમતી બરનોરે
હમસું કોઈ બાદ બીબાદ મતી બરનો,
તુમતો તુમારી ગત જાનોરે, હમસુ કોઇ બાદ બીબાદ મતી બરનો-૧
હાં જેહી બાતસે સતગુરૂ રીજે, સોહીબાત તુમ ઠાનો,
જેહી બાતસે ગુરૂ ના રીજે, સોહી જુઠ પરમાંણોરે.
હમસુ કોઈ બાદ બીબાદ-૨
હાં આગે પીછે ઉંચે નીચે, એકી પદ ઉર આંનો,
ચારે ખુંટીયો ચવુદા ભૂવનમાં, તો એકી પદ ઉન માંનોરે.
હમસું કોઇ બાદ બીબાદ-૩
હાં સાચી બાત સદગુરૂ સમજાવે, કહ્યાના માંને કુફરાનો,
દાસ **માધવ** સત **ભાવ** પ્રતાપે,
તો જમકે હાટે બેચાંનોરે (વેચાયો) હમસે કોઇ બાદ બીબાદ-૪

---

(૧૫)

વીરદાસનું પદ.

એવો પેહેલો પીઆલો, પહેલો પીઆલો મારે પ્રેમનો
સદગુરૂજીએ પાયો, સેજે ચડે ને સેજે ઉતરે
જઇ સોહંગમાં સમારો, પ્યાયો સતગુરૂ નામનો
પીવે નર કોઇ પ્યાસી, ચેતન જાગ્યો આ ચીત્તમાં
રમતો અવીન્યાસી-પ્યાલો સદગુરૂ નામનો. ૧

એવો બીજો પીઆલો, બીજો પીઆલો મારે સરવણે
"સતનામ" સુણાવ્યો, ગેબી નોબતો માંહી ગરગડે
એસો તંત બતાવ્યો, પ્યાલો સદગુરૂ નામનો
પીવે નર કોઈ પ્યાસી, ચેતન જાગ્યો આ ચીત્તમાં. ૨
એવી ત્રીજે મટીરે, ત્રીજે મટીરે મારી તૃષ્ણા
ભૂખ ભવનીરે ભાગી, લેહેર ઉડે ગુરૂ જ્ઞાનની
તાળી તનમાંરે લાગી, પ્યાલો સદગુરૂ નામનો
પીવે નર કોઇ પ્યાસી, ચેતન જાગ્યો આ ચીત્તમાં. ૩
એવો ચોથો પીઆલો, ચોથો પીઆલો મારા ચીત્તમાં
મારાં નયણાંએ નીરખ્યો, જળહળ જયોતી માંહી જળહળે
માંહેલા પીવુંજીને પરખો, પ્યાલો સદગુરૂ નામનો
પીવે નર કોઇ પ્યાસી, ચેતન જાગ્યો આ ચીત્તમાં. ૪
એવો પુરણ પીઆલો, પુરણ પીઆલો મારે પાંચમો
સદગુરૂજીએ પાયો, **ભાવદા** ગુરૂએ દયા કરી
પ્યાલો વરદાએ ગાયો, પ્યાલો સદગુરૂ નામનો
પીવે નર કોઇ પ્યાસી, ચેતન જાગ્યો આ ચીત્તમાં
રમતો અવીન્યાસી પ્યાલે, સદગુરૂ નામનો. ૫

---

(૧૬)

ધોળ.

સુરતા વીવાહનું કડવું આઠમું.

એની ઉપમા કહી નવ જાય, સુરતારે ચાલ્યાં સાસરે—ટેક

દયાળદાસે સુરતાનો વીવાહ કહયો
તેનું સાસરીયું કહું સાર —સુરતારે ચાલ્યાં સાસરે ૧
મન પીતા સુરતાને રે વીનવે
જાવ સાસરીએ પહેરી સણગાર —સુરતારે ૨
સત્ચીદાનંદ સણગાર પેહેરીઆ
ક્ષણું એક ના લાગી વાર —સુરતારે ૩
મંછા માડીનેરે ચરણે નમ્યાં
મન પીતાને કર્યાં રે જુહાર —સુરતારે ૪
વળાવા વીવેક વીચાર કાકા આવીઆ
સુબુદ્ધી શાંન્તી કાકીનો ઉપકાર. —સુરતારે ૫
ભાવ મામો તે પણ આવીઆ
પ્રીતી મામી સાથે રે અપાર —સુરતારે ૬
વીસવાસ વીરાજી તે પણ આવીઆ
ભકતી ભાભી નીંદે સંસાર —સુરતારે ૭
રેહેણી રથમાં તે પ્રેમની ગાદીઓ
બેઠાં સુરતા છોડી લોકાચાર —સુરતારે ૮
સદગુરૂ તે આંણે રે આવીઆ
શબ્દ સારથી હાંકે નીરધાર —સુરતારે ૯
પીતા કહે પુત્રી કલ્યાણ કહાવજો
સેવજો સ્વામીને રહીત વીકાર —સુરતારે ૧૦

સતસંગ સાસરીયાંમાં ઉતર્યાં
મલ્યાં નામ સ્વામીને સુરતા નાર —સુરતારે ૧૧

માહાલ્યા અરધ ઉરધનારે મેહેલમાં
ખેલ્યાં અરસપરસ પરાપાર —સુરતારે ૧૨

સાસરીએ સમોતીરે જે થઈ
ઢીંગલીએ ના રમેરે લગાર —સુરતારે ૧૩

કહે **ધરમગીર** સદગુરૂ સુખ આપે
નીરાલંબ પદ બાવન બાહાર —સુરતારે ૧૪



# સદગુરૂનાં સદબોધ વચનામૃતો.

રેકતો.

દીનોનાથ જ્યારે રૂઠે, સતસંગત પહેલી તુટે
મળી લબાડ લોકો લુટે, દેખી હરીજનનાં મન દુઃખે
દ્રષ્ટાંત દાખવું પુઠે, સમજતાં ભવ ભય છૂટે.

---

આખી પૃથ્વીનો કાગળ કરૂં, સઘળાં જંગલનાં લાકડાંની કલમ કરૂં અને સાતે સમુદ્રની શાહી બનાવીને પછી હરીના ગુણ લખવા બેસું તોપણ તે પુરા થઈ શકે તેમ નથી એટલે જે અપુર્ણ છે તેની મદદથી પ્રભૂ જે પુર્ણ છે તેના ગુણારવીન કેમ પૂર્ણ થઈ શકે—

પ્રભૂને મેં જોયા છે. તે કોને કહું અને કહું તો કોણ માનશે. કારણ પ્રભૂ તો એકનો એકજ છે. માટે હું તો તેના હરખે હરખે ગુણ ગાઉં છું. જેમ મેંદીના પાનમાં લાલી રહેલી છે, પણ બહારથી દેખાતી નથી તેમ આ સાહેબ તારી સાહેબી સર્વે ઠેકાણે છે, પણ બહારથી આ આંખ્યોએ તું જોવાઈ શકાતો નથી. જેમ આંખ્યોમાં પુતળી રહેલી છે તેમ પ્રભૂ આ શરીરમાંજ રહેલા છે. પણ ભૂલા પડેલા અને માયાની જાળમાં લપટાએલા લોકો જાણી શકતા નથી અને તેથી તેઓ આપને બહાર શોધવા જાય છે. હરણની

ડુંટીમાં કસ્તુરી ભરેલી છે છતાં તેને ખબર નહી હોવાથી આખા જંગલમાં ઘાસને સુંગતો ફરે છે, માટે તું શરીરની અંદર શોધ બીજે શોધવા જઈશ નહી. પ્રભૂ ભરપુર ભરેલો છે જેણે તેને પાસે જાણ્યો તો તે તેની પાસેજ છે અને જે કહે છે પ્રભૂ દુર છે તો તે માણસથી પ્રભૂ દુરજ છે અને પ્રભૂથી તે માણસ પણ દુરજ છે. જેમ ચકમકમાં અગ્ની છુપાઈ રહેલો છે પણ તેમાંથી ઘરસણ વગર દેવતા પડતો નથી તેમ તું તારા શરીરને તથા મનને પવીત્ર કરે તો જરૂરથી પ્રભૂ દેખાશે વળી જેમ ચુલામાં પુરૂ બળતણ ન હોવાથી ધુમાડો થયાં કરી બળતું હોલવાઈ જઈ અગ્નીનો પ્રકાશ થતો નથી તેમ જ્યાંસુધી માણસનું ચીત્ત બાહેર ભમતું અટકે નહી ત્યાંસુધી પ્રભૂ દેખાય નહી. પોતાના ઘરમાંજ હીરાની ખાણ હોવા છતાં પરદેશમાં શોધ કરવા જાય એવો જે ખોટા કાચ પારખુ માણસ હોય તે ખરા હીરાને કેમ જાણી શકે. પ્રભૂ જેવો અમુલ્ય હીરો પોતાના શરીરમાં હોવા છતાં માણસ તેને બહાર ગામોગામ શોધે તો પ્રભૂ તેને કયાંથી મળે. જેને માયાનો આડો અંતર પડેલો હોય તેને શું દેખાય. જે જાણી બુજીને જડવાદી બને ત્યારે તેનું ખરૂં જોર હોવા છતાં તે કમ તાકાદવાન બને તેમાં નવાઈ શી. માણસ આત્મા છે એમ નહી માનીને આત્મજ્ઞાન નહી મેળવે તો તેને પ્રભૂ કયાંથી દેખાય. ભેદુ એટલે પ્રભૂને જાણનાર ગુરૂ વીના બહાર ભટકી રખડીને

મરી જશો પણ પ્રભૂનું ઠેકાણું કોઈ બતાવનાર નથી. આમ રખડતાં અનંત જુગ વહી ગયા ત્યારે પ્રભૂનું ગામ તો પા ગાઉ પરજ હતું એટલે પોતાની પાસેજ હતા માટે સદગુરૂની સંગત કરો એટલે તેઓ તમારા હૃદયની અંદરજ બતાવશે. ગુરૂ વીના મળનાર નથી. પ્રભૂ અને ગુરૂ એકજ છે. માત્ર કહે-વામાં અને સાંભળવામાં જુદા (બે) છે જે જુદા કહે છે તેણે ગુરૂ કર્યાજ નથી એવું સમજવું. જો તું એકને સાંધશે તો બધું સંધાશે. પણ જો તું બધાંને સાંધવા જઇશ તો તે એક પણ જતો રહેશે. ઝાડના મુળમાં પાણી સીંચાશે અને તેને સચવાશે તો તેમાં પુલ ફળ સર્વે આવી જશે પણ જો તું ડાળ–ડાળખાં ને પાંદડાંમાં પાણી રેડવા જઇશ તો એકે વસ્તુ તારે હાથ નહી આવે કારણ જેનું મુળ નાશ થયું તેનું સર્વે નાશ, “ મુળો નાસ્તી, કુતો શાખા ” માટે સદગુરૂને પકડ તો સર્વે આવી મળશે પણ જેની આશા–ઉમેદ આકાર વાળી ને હદવાળી હશે તેનાથી આ સમજાવાનું નથી. પણ જેની ઇચ્છા અપરમપાર ખાલી જગ્યામાં જઈને રેહેવા ઉપર લાગેલી છે તેને તો આ જ્ઞાન સમજાશે. આવી ખાલી જગ્યા કે જ્યાં પ્રભૂ રહે છે અને તેમની સાથે મળી જઈને રહેવું એ ખરી રીતે દરેક માણસનું કામ છે એટલે કે તે પોતાથીજ અનુભવાય છે બીજા કોઇથી દેખાડી યા તો કહી શકાય તેમ નથી અને જેનું ભાન હદવાળી ને આકારવાળી સ્થિતી સુધીનું છે તેજ પોતાના અજ્ઞાનપણામાં તે હાલતનું

મોહોડેથી વર્ણન કરે છે. નીરાકાર પ્રભૂને મળવાને લગતી એ વાત આપણે પોતે જોઇએ તોજ સમજાય, કોઈ બીજો મોહોડેથી સમજાવે તો પણ નહી સમજાય એવી અજાયબ જેવી છે માટે તું અનુભવજે ને તારો અનુભવ તારાજ મનમાં રાખજે તે બીજાને કોઈને કહેતો ના. વૈકુંઠની પેલીપાર મારો સાહેબ છે તેને આકાર લીટી કે આકૃતી કાંઈએ નથી. આ જાણવા માટે ગુરૂની જરૂર છે જ્યારે અનહદ થઇશું ત્યારે ગુરૂની જરૂર નથી કારણ કે અનહદ પોતાના આત્મા અનુભવથી થાય છે.

જીવ—જ્યાં બીજ વગરનું ઝાડ છે. જ્યાં ધરતી વગર પીલો પુટી નીકળેલો છે જ્યાં પાર વગરનો રંગ છે તથા જીવનું મૂળ છે. એટલે જીવ જ્યાંથી નીકળ્યો છે ત્યાં આકાર રંગ કે જગ્યા જેવું કાંઈજ નથી. જે સર્વનું મુળ પ્રભૂ કે જેનું રૂપરંગ કે આકાર જેવું નથી તેમાંથી જીવનું પ્રગટ થવું હોય છે. જીવ ત્યાંનો રહેવાસી છે કે જ્યાં "શબ્દ બ્રહ્મ" એટલે સૃષ્ટીના જાહેર થવાની પહેલી શરૂઆતની હાલત જેને હીંદુ શાસ્ત્રમાં "શબ્દ બ્રહ્મ" કહે છે, અને નીરંતર એક સરખી રહેલી અખંડ બળતી જ્યોત છે તે જીવનું રહેઠાણ છે. તે જીવ એક દેશમાંથી એટલે પ્રભૂમાંથી આવ્યો છે અને એકજ ઠેકાણે આ. સ્થુળ દુનીઆમાં ઉતર્યો છે. પણ નીચે આવતાં વચમાં જુદાં જુદાં ઘરોમાંથી પસાર થતાં તેના ઉપર આપદા આવી પડી અને જાત, વર્ણ, કુળ, ઉચ્ય,

નીચ, હલકુ, ખાનદાન જેવો તફાવત થઈ ગયો નહી તો મુળમાં આમાંનું કંઈજ નથી. શરીર ધારણ કર્યા પછી બધા ભેદ પડે છે. આ જગત છે તે પ્રભૂનું મોટુ શરીર છે અને આપણે તે મોટા અંગના માત્ર ભાગો છીએ. પ્રભૂ મુળ છે. તેનાથી જીવીએ છીએ આપણી જીંદગીનો આધાર પ્રભૂ છે ત્યારે તેને ઓ, આંધળા, મુરખ, અજ્ઞાની તું કેમ વીસરી ગયો ? તારૂં શરીર તો ચાલી જવાનું છે માટે જ્યાંસુધી તારા હાથમાં છે ત્યાંસુધી સાધુની ને ગુરૂની સેવા કર અને પ્રભૂના ગુણ ગાઈ લે અને તેને ઓળખવાની મહેનત કર. આવો મોંઘો મનુષાદેહ મલ્યા છતાં કલાકોને કલાકો સુધી કેમ સુઈ રહે છે જગાય તેટલું જાગ્ય, અને જાગતો રહી પ્રભૂના જપ બને તેટલા કર હમણાં સુવાની શી જરૂર છે જ્યારે દીવા માંહેલું તેલ ઘટી જશે, બત્તી બુઝાઇ જશે ત્યારે રાતને દીવસ લાંબા પગ કરીને સુખેથી સુઇ રેહેજે ને ? મનુષ જન્મ પામીને પ્રભૂને નહી ભજે તો જન્મ મરણના ફેરા ઘાંચીના બળદની માફક ખાવા પડશે. ઘાંચીનો બળદીઓ અંધારામાં ગોળ ગોળ ફરી જ્યાંનો ત્યાં રહે છે તેમ માણસ પ્રભૂ તરફ દીલ લગાડતો નથી, તે પોતાનું સાર્થક કરતો નથી, અને જન્મમરણના મહાદુઃખમાં ફસાઇ રહે છે માટે જે કામ તું કાલે કરવાનો હોય તે આજેજ કરી નાંખજે. આ આવેલી તક ગુમાઇ ગયા પછી નહી બને, કાલ ઉપર બાકી રાખીશ નહી કારણ કાલે પણ તું

એમજ કહેવાનો છે કે કાલે કરીશ આમ કાલ કાલ કરતાં વચમાં "કાળ" છે તે ખાઈ જશે.

આ જગતમાં રહેલી માયા એવી પાપી છે કે તે માણસને ઇશ્વર તરફ નીમકહરામ બનાવે છે. એ કાળાં મોંઢાની એવી ખરાબ છે કે લોકોને પ્રભૂનુ નામ લેવા દેતી નથી. માયા એ ત્રણ ડાળીનું ઝાડ છે. તેમાં દીલગીરી, દુઃખ અને બળાપો એ ત્રણે અવગુણો ભરેલા. છે તે ઝાડથી માણસને સ્વપ્નામાં પણ શાંન્તી મળતી નથી, સ્વપ્નામાં મેળવેલું રાજ્ય કે ધન જતું રહે છે તેમ માયાનું સુખ પણ ચાર દીવસનું છે માટે ઓ મુરખ માણસ જાણી જોઈને નરકની વાટે જતો નહી. જે સાધુ પુરૂષોએ માયાને છોડી દીધી ત્યારે તેને મુરખ માણસો એ લલચાઈને પકડે છે. જેમ માણસ ખાઇ રહ્યા પછી બાકી રહેલું એંઠુ ફેંકી દે છે તેને કુતરાઓ સ્વાદથી ખાય છે તેમ સાધુ પુરૂષોએ છોડી દીધેલી ચીજોને મુર્ખ લોકો ખુશીથી ઉંચકી લે છે. માયા સાધુ પુરૂષોની દાસી છે ત્યારે અજ્ઞાની માણસોના માથાનું તાજ (મુગટ) બને છે. હીંદુ શાસ્ત્રમાં માણસના શરીર રૂપી માયા તે એક ગાડી છે તેને જોડેલા ઘોડાઓ તે પાંચ ઇંદ્રીઓ છે. તે ગાડીનો ચલાવનાર તે મન છે અને ગાડીમાં બેઠેલો ધણી તે જીવ ખરો માણસ છે. ગાડીને ચલાવનાર ઘોડાને કાબુમાં નંથી રાખતો ત્યારે ઘોડાઓ મસ્તીખોર બની જાય છે અને ગાડીને ગમે ત્યાં ઘસડીને લઈ જાય છે, અને ગાડીમાં બેઠેલા

માણસને પણ નુકશાન કરે છે; તેવીજ હાલત આ શરીરમાં બેઠેલા જીવની છે. માયા મીઠી સાકર જેવી છે તેથી છોડવાની ગમતી નથી. જેમ પતંગીયું બત્તી જોઈ લલચાય છે અને અંતે પોતાના પ્રાણ ખુવે છે તેમ તે સાકર પ્રાણ લે તેવી છે, પણ જો સદગુરૂ મળે અને તેમનું જ્ઞાન ગ્રહણ કરી સમજે તો એમાંથી બચી શકાય તેમ છે. માયા તેને ખાઇ શકતી નથી. આ કળીજુગમાં ખરો પરબ્રહ્મ પરમાત્મા જે કુલ જગતનો ધણી છે તેને છોડી બીજાઓની આશા રાખે છે તે કેમ બચે. જે ભેંસનું પુછડું ઝાલ્યું છે તેનાથી પાર ઉતરવા માગે છે તે કેમ કરીને જગત રૂપી માહાસાગર ઉતરનાર છે. માટે હે આંધળા માણસ તું કેમ તદન બુદ્ધી હીન થઈ ગયો છે? તું કોને વળગ્યો છે તે તપાસ કર. આ કાયા ચાર દીવસની મહેમાન છે, ભરૂસો કરીશ નહી. માટે ચેત ને પ્રભૂ નામ સાચવી રાખવાની કોશીષ કર. નહી તો આ જગતનાં બે પડ જે ઘંટી જેવાં છે તેમાં દળાઇને બારીક લોટ થઈ જઈશ માટે સદગુરૂરૂપી ખીલાને પકડ કે જેથી દળાઇ જવાય નહી. મનુષા દેહની તક ગુમાવીશ નહી નહી તો કુંભારની માટીની પેઠે ઘણી લાતો ને ઘણા ટપલાનો માર ખાવો પડશે. પાણી વીનાનો કુવો નકામો છે તેમ પ્રભૂ વીનાની તારી દેહ નકામી છે. એક દીવસ એવો આવશે કે કોઈ તારૂં સગુ થનાર નથી, અને ઘરમાં પણ રાખનાર નથી માટે ચેતવું હોય તો જલદી ચેત. ફૂલ જ્યારે બહારથી ખીલે

છે ને પાકુ થાય છે ત્યારે મુળમાંથી દુર થઈ જાય છે પણ જ્યારે કળીઓ હોય છે ત્યારે અંદરથી ખીલે છે માટે તું દુનીઆમાં નકામો ફુલાઇશ નહી. દુર જઈ ને પડશે. માટે કળીની માફક અંદરથી ખીલવાની તજવીજ કર જેથી પ્રભુ પાસે રહેવાય. આ જગતમાં કોઈ સુખીઓ દેખાતો નથી જેને સુખીઓ જાણી વાત કરીએ છીએ ત્યારે તે આપણને વીસ બીજા દુઃખો પોતાનાં ગણાવે છે માટે ખરૂં સુખ પ્રભૂ ભજનમાંજ છે.

ખરૂં સુખ તો રામનું નામ દીધામાં છે. જેમ એક અગ્નીની ઝીણી ચંગારી સુકા ઘાસમાં પડે તો તેને બાળી નાંખે તેમ રામનું નામ નાનુ સરખું પણ બધાં પાપોને બાળી નાંખે છે. પ્રભૂનું નામ યાદ કરવાની દવા સદગુરૂજ બતાવશે અને તે દવા ખાધાથી જેને પચી ગઇ તો તેના સર્વે દુઃખો મટી જશે, એટલે સંચીત અને ક્રીયમાન કર્મો નાશ પામી જાય છે એટલે તેની વેદનામાંથી બચી જવાય છે. હવે પ્રારબ્ધ કર્મોની વેદના શરીર પર લાગુ પડે પણ તેના મન ઉપર લાગુ પડે નહી એટલે દુઃખ જેવું રહે નહી. જેણે પ્રભુના નામની જાપ કરવા માંડી તેણે સઘળું જોઈતું બધું કર્યું તથા બધાં શાસ્ત્રોનો ભેદ પણ પામ્યો પણ જેણે પ્રભૂના નામ વીના એકલા ચાર વેદ ભણ્યા કીધા તેઓ તો આખરે નર્કે ગયા છે કારણ પ્રભૂના નામમાં બધી ક્રીયાઓ આવી જાય છે. પણ શાસ્ત્ર એકલાં ભણ્યાથી તે

મોંઢે પોપટની પેઠે ભણી જાય પણ તેનું મન વશ થાય નહી અને મન વશ ન થાય એટલે તે પાપો કરે અને પાપથી નર્કનું દુઃખ ભોગવવું પડે છે. માટે પ્રભુનું ભજન એજ સર્વેથી શ્રેષ્ટ છે. પ્રભૂનું નામ જબરજસ્ત અગ્ની છે. તે સર્વેને બાળી ભસ્મ કરી નાંખે છે. જપ, તપ અને યોગ કરવો એ સઉ નામ સ્મરણમાં આવી જાય છે. તેને બીજે કાંઇ અથડાવવા જવું પડતું નથી. માટે સાચા દીલથી અને પુરા પ્રેમથી પ્રભૂનું નામ સુતાં, બેસતાં, ઉઠતાં દેવાં તો જરૂરથી પ્રભૂને પામશો. તે સીવાય બીજે રસ્તે જેમ કબીર સાહેબ કહી ગયા છે કે પથ્થર પુજવાથી પ્રભૂ મળતા હોય તો હું આખો ગીરનાર પહાડ પુજું, પણ તેમ મળતા નથી. એથી તો ઘંટી સારી કે સરસ લોટ દળી ખાવા આપે છે. તારૂં શરીર એજ તારૂં દેવળ છે અને તેમાં જ ખરેખરો દેવ પ્રભૂ બેઠેલો છે. તેનું સ્મરણ કર્યા કર. બાકી પથ્થરની પુજા કરવાથી બહારનો દેખાવ કર્યાથી તારૂં શું વળવાનું છે. ગમે તો માથુ કુટીને મરીએ તોપણ પથ્થર કાંઈ મુખમાંથી બોલવાનો છે. માટે તું રામ નામ જપ્યાકર બાકી બીજુ બધું કરવાનું મુકી દે. જેઓને ખરી સમજ નથી તેજ દોડતા દોડતા દેવળમાં જાય છે ખરૂં તો માણસનું દીલ તેજ પરમેશ્વરને રહેવાનું દેવળ છે. તે વાત તેમને ખબર નહી હોવાથી બીચારા પ્રભૂને શોધવા દેવળમાં દોડે છે અને પથ્થર ને પાણી પુજી પુજીને માત્ર બાહેરના દેખાવો કરી

કરીને સંસારના લોકો દુખી મુવા છે. ત્યારે પ્રભૂ મેળવવાનો ભેદ તો કોઇ બીજોજ છે. અને તે વાત કોઈ વીરલાજ જાણે છે અને તેઓ તે મારગ પકડી પાર થઈ જાય છે. મક્કા મદીના ગએ ખુદા મળતા નથી—મલ્યા પણ નથી, કારણ ખુદા તો આપણી અંદર છે, અને બાહેર શોધવાથી કયાં મળે તેમ છે. જે સ્મરણથી ધ્રુવજી ને પ્રલ્હાદ પહોંચી ગયા તે તો સ્મરણ જુદુજ છે. મન શુદ્ધ થયા વીના પ્રભૂ સ્મરણ થાય નહી." જેમ પારસમણી ને લોઢું બન્નેને એકઠાં કરવા જતાં વચ્ચે કોઇ બીજી વસ્તુ આવે તો સોનું થાય નહી તેમ પ્રભૂનું સમરણ કરતાં મનમાં દુનીઆના વીચારો આવવાથી પ્રભૂ મળે નહી. પણ જેમ પાણીની પણીઆરી માથે બેડું લે છે, અને છૂટે હાથે ચાલે છે. બીજી સખીઓ જોડે હાથ તાળી લે છે; પણ તેનું ચીત્ત તેના બેડામાં હોય છે તેમ હરી સ્મરણમાં લાગે ત્યારેજ પ્રભૂ મળે. કંજુસ માણસ આખો વખત પઇસા મેળવવામાં ને સાચવવામાં મન ચોંટાડે છે તેમ હરી સ્મરણમાં ચોટાડવું જોઈએ.

હાથમાં માળા ફરે અને મન દુનીઆના વીચારોમાં ફરે આતે કાંઈ માળા ફેરવી કહેવાય. આવો નકામો બહારનો દેખાવ શું કામ કરો છો. હાથમાં બેરખો (માળા) ફરે અને લોકો જોડે વાતો કરતા હીંડે આતે પ્રભૂ સ્મરણના એનો ઢંગ છે કે પછી ઢાંગ છે. સ્મરણ તો એવું કરીએ કે જેમ એક નીશાનબાજ માણસ સામી ધારેલી વસ્તુ ઉપર

તીર ફેંકી ત્યાં લગાડી દે છે તેમ મન પ્રભૂ સ્મરણમાં એવું લગાવવું જોઈએ કે જીભ તથા હોઠ હાલે નહી, ગળુ પણ હાલે નહી, મોંઢેથી બોલવાની પણ જરૂર રહે નહી, જીભે પણ ઉચ્ચાર થાય નહી, અને મન પ્રભૂ સ્મરણમાં લાગી જાય તે તો સ્મરણ ખરૂ કહેવાય. પોતાના હૈયામાં વગર મહેનતે ધ્યાન થયા કરે ત્યારે તે અવાજ પ્રભૂને પહોંચે અને આપણા રૂંવે રૂંવે રામ નામ વગર મહેનતે બોલી ઉઠે તે તો ખરૂ સ્મરણ કહેવાય. જેમ પાણીનું ટીપું સમુદ્રમાં સમાઇ જાય છે તે વાત સરવે કોઇ જાણે છે પણ આખો સમુદ્ર એક ટીપામાં સમાઇ જાય ત્યારે ખરૂ કહેવાય. સંતપુરૂષો સમાધી અવસ્થામાં બેસે છે ત્યારે તેમના હૃદય આકાશમાં આખું વીશ્વ જુવે છે માટે તેવી રીતે મનને સ્થીર કરીને સ્મરણ કરો તો પછી જપ માળાની કાંઈ જરૂર રહેતી નથી. પ્રભૂનું નામ જપતાં જીવ-પણાની હાલત જતી રહે અને હૈયાના હેતથી જપાય તો જે હમણાં આપણે લોઢા જેવા છીએ તે પછી સોના જેવા થઈ જવાશે. આ કળીજુગમાં માણસની જીંદગી ઘણાં થોડાં વરસોની છે માટે તું જલદી પ્રભુ ભજી લે કારણ જીંદગીની મુદત થોડી હોવાથી જપ, તપ, વીગેરેથી બનવાનું નથી કારણ તેમાં ઘણાં વરસોની જરૂર પડે છે માટે આ કળીજુગમાં નામ સ્મરણ શ્રેષ્ટ કહ્યું છે માટે નામ સ્મરણ કરો. તે નામ આપણી આંખ્યોમાં રમી રહેલું છે તે જેને સદગુરૂ મલ્યા હોય તેનેજ સમજ પડે છે અને તેઓજ નીરાકાર પ્રભુમાં ધ્યાન લગાવે છે. જ્યાંસુધી

હૈયામાં ખરો પ્રેમ આવતો નથી ત્યાં સુધી મનમાં ધીરજથી ભક્તી થતી નથી, અને જ્યારે ધીરજ ન આવી ત્યારે ખરો ભક્તીભાવ પ્રભૂ તરફ લાગતો નથી. આ બધી કુચીઓ જેને સદગુરૂ મલ્યા હોય તેજ જાણે છે માટે સાચા સદગુરૂ કરો અને જ્ઞાનની બધી કુચીઓ તેમની પાસેથી મેળવો કારણ ગુરૂ વીના આપણી જીંદગી નકામી છે. ગુરૂ વીના પરોક્ષ અને અપરોક્ષજ્ઞાન થતું નથી. ગુરૂ વીના જન્મ અને મરણનું જે મહાદુઃખ છે તે મટી શકતું નથી. ગુરૂ વીના સાચી વાત સમજાતી નથીં અને આપણા દુરગુણ દુર થતા નથી. પ્રભૂ અને ગુરૂમાં જરા ભેદ નથી પ્રભૂ નીરાકાર છે અને ઘાટે ગુરૂ સાકાર છે એટલે એ સાકાર ગુરૂ પ્રભૂ પદનું ભાન કરાવે છે અને લખ ચોરાસીનો અંત આણે છે. ઘાટ વીના બીજાને ભાન કરાવાતું નથી. જે કામ વીશ્નું ભગવાન ના કરી શકે તે કામ સદગુરૂ કરી શકે છે માટે ઘાટે ગુરૂ એજ સાક્ષાત પ્રભૂ છે. પ્રભૂનો કોપ ગુરૂ સમાવી શકે છે પણ ગુરૂનો કોપ પ્રભૂ મટાડી શકતા નથી એવું ઘણા મહાત્માઓ કહી ગયા છે. માટે ગુરૂ ને પ્રભૂ બંન્ને સાથે ઉભા હોય તો પ્રથમ ગુરૂનેજ પગે લાગવું કે જેના વડે પ્રભૂ ઓળખાયા. માટે તું ખરા તન–મન થી ગુરૂનીજ પુજા કર્યા કર. તેમની પુજામાં બધા દેવોની પુજા થઈ જાય છે. ઝાડના મુળમાં પાણી રેડવાથી આખા ઝાડને રસ પોચે છે તેમ ગુરૂ સેવાથી બધાની સેવા થઇ મનાય છે. ગુરૂની બાહેરની અવસ્થા સામી તારે નજર રાખવી નહી કારણ તારી સુરતા

પ્રમાણે તને તે ગુરૂની બહારની અવસ્થા ઠીક ના લાગતી હોય પણ તારે તો તેમના મુખમાંથી નીકળતાં વચનામૃતોને ગ્રહણ કરવાં ને કહે તે પ્રમાણે વગર શંકાએ ચાલ્યા કરવું અને મનમાં હેત રાખીને ગુરૂના ગુણ હમેશાં ગાયા કરવા જેથી પુનરજન્મ થતો અટકી જાય છે. ગુરૂના માહા મંત્રમાં એવું બળ રહેલું છે. માટે ગુરૂની ભક્તી કરવી તે પ્રભૂની ભકતી કર્યા બરોબર છે માટે મનને સદગુરૂ તરફ વાળો અને સાચા મનથી રાતને દીવસ ગુરૂની સેવા કરો. પણ જોજે તું જેવો કર્મનાં બંધનથી બંધાઈ ગયો છું તેવા બંધાએલા ગુરૂ મલ્યા તો છૂટવાનો ઉપાય જડશે નહી. માટે જ્ઞાની ગુરૂ કરવા કારણ જ્ઞાનથીજ મોક્ષ મળે છે એવું વેદશાસ્ત્ર પણ પોકારીને કહે છે એકલાં કર્મનો ભારો માથે લઇ ફર્યા કરવાથી છુટાશે નહી. દાખલો—જેમ એક પક્ષી છે તેને બે પાંખો છે અને બે પગ પણ છે હવે બે પાંખો તે એક ઉપાસના એટલે સાચા પ્રેમની ભકતી. ઉપાસના એટલે મુરતી પુજા નહી પણ ભકતી. અને બીજી પાંખ જ્ઞાન રૂપે છે. હવે બે પગ તે બે પ્રકારનાં કર્મ સારાં ને નરશાં હવે જ્યારે તે પક્ષીને ઉંચે આકાશ તરફ જવું હોય ત્યારે તે પાંખો કામ લાગે છે પગ કામ લાગતા નથી. તે લાંબા પગ હોય તો તેને સંકેલી શરીર જોડે ચોટાડી દેવા જોઇએ કારણ તેમ ના કરે ને લાંબા રાખે તો ઉડાય નહી એટલે કર્મ રૂપી પગને સંકેલવા જોઈએ અને જ્ઞાન અને ભકતીનો વધારો કરવો જોઈએ જેથી પ્રભૂ પાસે પોચાશે. માટે

જ્ઞાના ગુરૂ કરવા અને એવા જ્ઞાની ગુરૂઓની બલીહારી છે કે જેમની મોટાઇની હદનો પાર નથી અને હું જે એક વખત પશુ જેવો હતો એટલે પશુ સ્વભાવનો હતો તે મટાડી ભગત કરી નાંખ્યો અને સીધે રસ્તે ચઢાવી દીધો તેમને જરા પણ વાર લાગી નહી. એવો એમના જ્ઞાનારસનો પ્રભાવ છે.

સંતો પણ એક મીઠા કુવા જેવા છે તેમાં પણ હરીરસ ભરપુર ભરેલો હોય છે તે આપણે ગમે તેટલો પીએ પણ ખુટે તેમ નથી. સંતોનું બીજુ નામ હરીજન છે જુવો તો ખરા આખા જગતના મનુષ્યોને માણુસ કહે છે ત્યારે તે પ્રભુના લાડીલાને કેવું નામ આપ્યું છે કે તે બોલતાંજ આપણને સમજાઇ છે, કે "હરીજન" એટલે પ્રભુના માણુસો આથી વધારે તમારે શું સાબીતી જોઈએ છીએ પછી એવા હરીજનો-નાં દરસનથી આપડાં પાપ કેમ ના બળી જાય—જરૂરથી બળી જાય માટે એવા સંત પુરૂષોનાં દરસન કરવામાં ઢીલ કરશે તેને જરૂર નુકશાન થશે. માટે સામા જઇને તેમનાં દરસન કરવાં પછી તેમની સાથે વારતાલાપ. તેનું નામ સત સંગ છે એ સંતસંગનો એટલો મોટો પ્રભાવ છે કે વીશ્વા-મીત્ર રૂષીએ સાઠ હજાર વરસ સુધી લોઢાની ભસ્મ ખાઇ તપ કર્યું હતું અને તેનું ફળ મુકી જોયું અને પૃથ્વીને કહ્યું જે શેષનાગના માથા ઉપરથી થોડી ઉંચી ચઢ પણ એક તલપુર ઉંચી થઇ નહી. જ્યારે વશીષ્ટ રૂષીએ લવમાત્રનો સંત સમાગમ (સતસંગ)નું ફળ મુકયું તો એક હાથ પૃથ્વી ઉંચી થઈ ગઈ

આવો મોટો પ્રભાવ સતસંગમાં રહેલો છે માટે તે હમેશાં કર્યા કરવો. પ્રભૂ પણ ઝાડોમાં ને પહાડોમાં ઘાલી મુકયો નથી તે પણ હરીજનના હૃદયની અંદર જ છે. ત્યાં શોધો એટલે હરીજન તમોને પ્રભૂ જ્યાં છે તે તમોને બતાવશે. કારણ પ્રભૂનું ઠેકાણું હરીજન જાણે છે નકામો ગોકુળ, મથુરાં, દ્વારકાં, જગન્નાથ અને બદ્રીનાથ જઈશ નહી. સતસંગ વીના અથડાઈ મરીશ અને જાય તો ત્યાં સતસંગ જ કરજે અને પ્રભૂ તારા હૃદયમાં છે. તેને ઓળખવાની મહેનત કરજે. નકામો ધકકો ખાઈને પાછો આવીશ નહી. ત્યાં જઈ સંત પુરૂષોમાં જે સુવાસ–સુવીચારોને લાગણીઓ રહેલી છે, તેને વોહોરી લાવજે તો તને મોટો ફાયદો થશે. ગમે તેવો મુર્ખ માણસ સંત સંગતથી હીરા જેવો થાય છે આવી રીતે સંત સમાગમ કરી ગુરૂનો આપેલો મહામંત્ર હૃદયમાં ધારણ કરી પુરા પ્રેમથી પ્રભુ ભક્તી કરશો તો બેડો પારજ છે. ઘેરઘેર સંત પુરૂષો અને ઠેર ઠેર સદગુરૂઓ હોતા નથી. જેમ ચંદનનાં ઝાડ ગામો ગામ હોતાં નથી. માટે તારા મનમાં લાગણી રાખી શોધ–જરૂરથી મળી જશે. સંતપુરૂષ તે ઝાડ રૂપે છે. જેનું ફળ તે પ્રભૂનું નામ છે. અને સદગુરૂ એ તેમનો જાહેર થયેલો શબ્દ છે. એટલે જાહેર રીતે પ્રભૂ પ્રગટ થએલા તેજ સદગુરૂજ છે. માટે તેમને મળો અને આ ભવાટીનો પાર આણો. સંતો, મહાત્માઓ, રૂષી મુનીઓએ અત્યાર સુધી પોતાના શરીરની દરકાર રાખ્યા

વીના આ જગતના જીવોને સદ ઉપદેશ આપી પ્રભુ મા-
રગે વાળ્યા છે એવા સંતમહાત્માઓને મારા વારંવાર
અંતઃકરણપુર્વક સાષ્ટાંગ દંડવત્ પ્રણામ હોજો–બાકી
કેટલાક માથાં બોડાવી ભગવાં પહેરીને વેષ બદલી જગ્તમાં
ફરે છે. તે તો જગ્તના જીવો ઉપર ભાર રૂપજ છે. પોતે
જ કંઈ કરે નહી અને સમજે નહી. તે સામાનું શું
સાર્થક કરે, ખાલી માળાઓ પહેરી એથી પ્રભૂ મળતા નથી.
માળાના મણકા ફેરવ્યા કરતાં મનને ફેરવે તો દરેકનું
કલ્યાણ કરી શકાય છે. દુનીઆમાં સંત મહાત્માઓની
ખોટ નથી પણ ઘણાઓને મેં જોયા છે કે સાધુનો ડોળ
રાખે લોકોને કહે સંસારમાં સુખ નથી. વળી ગુરૂ
પદવી ધારણ કરે ને કહે સંસારીમાં જ્ઞાન હોયજ
નહી એતો હમારા જેવા સાધુમાંજ હોય. હવે
આપણે તેમને તપાસીએ છીએ તો માત્ર દેખીતી રીતે
જે સ્ત્રી માયાની પુતળી તે તેમની પાસે જાહેર રીતે હોતી
નથી. એનાં અનેક કારણો હોય છે. કંઈક પઇસાની તં-
ગીથી બાવા થાય–સ્ત્રી ન મળવાથી બાવા થાય–કે સંસારના
બીજાં દુઃખો આવી પડવાથી કંટાળી નાસી જઈ બાવા થાય.
મનને વૈરાગ્ય આવવાથી બાવા થએલા તો કોઈક વીરલા
જ હોય છે. આવા વીરલા સાધુ સીવાયના સાધુઓ જ-
ગ્તમાં લોકોને ઉલટા ઉંધે રસ્તે દોરે છે. સંસારી કંઈ નિ-
યમ ધર્મ પાળતો હોય તે એવું સમજાવી મુકાવી દે છે

હમે ભજન વીગેરે કરીએ છીએ એટલે તમારે કંઈ કરવાનું નથી. ફક્ત તમારે તો હમોને ભેટ સેવા આપો એટલે બસ છે. હવે જુઓ એકલી સ્ત્રી દેખીતી રીતે તજી એટલે બાવા થયા–જે તજવાનું છે તે પંચ વીષય તો તેમની પાસે હાજરા હજુરજ હોય છે. કાળ અને ક્રોધનું આખું જાળું પોતે હોય છે. આમના કરતાં સંસારી સારા કે પોતે મજુરી કરી પોતાના કુટુંબને સંત સાધુને પોતાથી બનતી સેવા ઉઠાવે છે અને પોષણ કરે છે. ખરી બાબત તો મન જે વાંદરા જેવું છે પાંખ વગરના પક્ષી જેવું છે લાખો ગાઉ પલકમાં જઇ આવે છે દરીઆની લેહેરો કરતાં મનની લહેરો ઘણી જોસવાળી હોય છે એ મનમાં રંગ પણ ઘણા છે. પલપલમાં રંગ બદલી દે છે. માટે પ્રથમ તેને રોકવાની જરૂર છે. માણસને બાવરો બાવરો ફેરવનાર આ મનજ છે. માટે તેને સદગુરૂ શરણે લઈ જઈ તન અને મનને તેમને સોંપી દે જેથી તારા માથા ઉપરનો બોજો હલકો થાય અને મન સ્થીર થાય, શાંત થાય અને શાન્ત થતાં જેમ અંધારામાં બત્તી થવાથી બધું દેખાય છે તેમ મન શાન્ત થતાં બધુ સમજાય છે માટે સદગુરૂ કરી શરણે જાવ અને તેઓ બ્રહ્મજ્ઞાન રૂપી પાણી રેડી મનને શુદ્ધ કરશે પછી મનને પ્રભૂ તરફ લગાડો અને મીઠા શબ્દો બોલો જેથી સરવેને વહાલા લાગીએ. કાગડો આપણું કાંઈ લઈ જતો નથી અને કોયલ કાંઈ આપી જતી નથી પણ

બન્નેના શબ્દોમાં ફેર છે માટે કડવા શબ્દો બોલવાના છોડી દે અને ગમ ખાવાનું શીખ. સામો ઘણી અપમાન કરે તોપણ શાંન્તપણે તે સહન કરી બેસી રહેવું એના જેવું એકે સુખ નથી. જુવો અમરીષ રાજા હતા પણ દુરવાશા રૂષીએ અયોગ રીતે ઠપકો તથા શ્રાપ આપ્યો હતો પણ અમરીષ રાજાએ સામો ઉત્તર નહી આપતાં સહન કર્યો અને એનું ફળ એ આવ્યું જે અંતે દુર્વાશાને દુઃખ આવ્યું, અને અમરીષ સુખી થયા. માટે જીભને વશ કરો અને મનને શાંન્ત કરી સદગુરૂ જે શબ્દ આપે તેનું રટણ કરો. એ ગુરૂના એકજ શબ્દમાં મહાન ગુણ રહેલો છે એ ગુરૂના શબ્દથીજ પ્રભૂ મળવાનો દરવાજો ઉઘડી જશે. એ સાર શબ્દ વગર કોઇ દીવસ પ્રભુનો દરવાજો મળવાનો નથી વેદશાસ્ત્ર વાંચવાથી કે ભણવાથી તે શબ્દ મળતો નથી તે તો સદગુરૂ પાસેથીજ મળે છે; અને તે ગુપ્ત શબ્દ બોલવા માટે હોઠ હલાવવા પડતા નથી, ગળાને જોર આવતું નથી, જીભે ઉચ્ચાર પણ કરવો પડતો નથી. ગુરૂના ગુપ્ત શબ્દ સાથે કંઇ કરણી પણ જોઈએ. કરણી કર્યા વીના તે શબ્દ ફળ આપી શકતો નથી. સામો કરે અને આપણુને મળે એ વાત તદ્દન ખોટીજ છે. તરસ આપણુને લાગી છે અને સામો પાણી પીએ તેથી આપણું શું સાર્થક થાય માટે કરણી આપણે પોતેજ કરવી જોઈએ. કેટલાકો તીર્થમાં વગર કરણીએ પાપ ધોવા જાય છે. આમ જવાથી તેમનાં

પાપો ધોવાતાં નથી પણ ઉલટાં દસ પાપો લઇ આવે છે. વળી આપણામાં કહેવત છે કે જેવી કરણી તેવી પાર ઉતરણી–વાત તો આવી કરે છે, અને વળી કહે છે કે ગંગાજી નર્મદાજીમાં નાહીએ એટલે પાપ જાય–ભાઈ કેવી રીતે જાય કરણી નઠારી અને નાવાથી પાપ જાય તો પછી બીજી મહેનત કરવાની જરૂર રહેતી નથી. ના–ના ભાઇ, આવું ઉંધું સમજશો નહી, કર્યા વીના છૂટકો નથી માટે સદગુરૂ કર અને તે કહે તે કર. જે બ્રાહ્મણો અને ધર્મગુરૂઓ વેદ શાસ્ત્રના શબ્દોની ઉપરજ રમ્યા કરતા હોય અને મોહોડેથી માત્ર ભણી જાણતા હોય, પણ તેનો ભેદ શું છે તે સમજતા ના હોય તે બ્રાહ્મણ સાધારણ લોકોને માટે છે. તે બ્રાહ્મણ સાધુ પુરૂષોનો ગુરૂ થઈ શકતો નથી કારણ તે સાધુ પુરૂષો આગળ વધી પ્રભૂને શોધવા મથી રહ્યા હોય છે ત્યારે આ લોકો માત્ર મોંઢેથી શ્લોકો બોલી સામાને દબાવે છે. જો તેનો ભેદ જાણીને બોલે તેને તો મહાદ ધન્ય છે. પણ ભેદ જાણ્યા વગર બોલવું તે તો ગધેડાની પીઠ ઉપર શું શું વસ્તુ લાધેલી છે તે તેને જેમ ખબર હોતી નથી માત્ર ભાર ઉઠાવે છે–તેવું કહેવાય, ભેદ જાણ્યા વીના તેઓ મહાન વહેમોનું અને શંકાઓનું જાળું બની રહેલા હોય છે.

તીર્થો કરે, વૃતો પાળે, ઠંડે પાણીએ હમેશાં નાહાય, ધુવે. એથી શું સાર્થક થયું. જેના હૈયામાં ખરા પ્રેમથી રામ શબ્દ રહ્યો નથી તેને ઉપરનાં કહેલાં સાધન કાંઈ

કરી શકતાં નથી. પ્રથમ મનુષે પ્રભૂ તરફ વળવાનો સાચો પ્રેમ પેદા કરવો જોઇએ અને પછી સાધન કરે તો કામ આવે. અંતર મલીનતાવાળુ હોય અને જપ-તપ કરે તેથી પ્રભૂ રાજી થનાર નથી. પુસ્તકો વાંચી વાંચી સામાને કહેવું અને પોતે કયાં જવા માગે છે તેનું તો ભાન હોય નહી ત્યારે એ પોપટીઆ જ્ઞાનથી ફાયદો શો. ખાલી ચતુરાઈ ત્યાં કામ નહી આવે, હા. અજ્ઞાનીઓ આગળ કામ લાગે ખરી. જ્ઞાની પુરૂષો પાસે તેમનું ચાલી શકે નહી. બહારની ટાપટીપથી ખરો પંડીત બની શકતો નથી એતો જેનું મન પ્રભૂ તરફ અઢી અક્ષરના શબ્દ (પ્રેમ) સાથે વળે તેનુંજ કામ થનાર છે. માટે સમજદાર થઇ જાણકાર સદ્‌ગુરૂ પાસે જાવ અને આ જગ્ત તરવાનો ભેદ સમજો તો તો આ જંજાળનો છેડો આવશે. ભેંસનું પુછડું પકડીને નદીની પેલી પાર જવા માગતા હો તો તે નહી જવાય. હજુ સમજ બાજી તારા હાથમાં છે. આપણે ભેદ સમજ્યા વીનાના હાથમાં સપડાઇ ગયા છીએ માટે ચેતીને જાગૃત થા. જો ભાઇ તારૂ શરીર તે કાશી ગામ છે, તારૂ મન એ મથુરાં છે ને તારૂ દીલ એટલે હૈયું તે દ્વારકાં છે. તેમાં રહેલો દસમો દરવાજો છે તેમાં તારી જયોત યાને પ્રભૂ છે તેને તું શોધ. આ શિવાય બીજે શોધીશ તો નહી મળે અને અથડાઈ કુટાઈ અંતે જમને હાથ પડીશ. માટે જ્ઞાનીનો સંગ કર અને જેઓ અજ્ઞાની છે અને ગામને ચોરે બેસી તારી મારી

કરનારા છે તેઓ બેઠા બેઠા બીજાની નીંદા કરે છે. એમાં આપણુને શું લાભ મળે. કહેવત છે કે હરીજનની કુતરી ભલી પણ અજ્ઞાનીની માતા ખોટી. કારણ હરીજનને ત્યાં હરીનાં કીરતનો સાંભળવા મળે ત્યારે અજ્ઞાનીને ત્યાં નીંદા કરવામાંજ બધો વખત જાય છે. હરીજનની લાત ખાવી, ઠપકો સાંભળવો સારો પણ અજ્ઞાનીની વાતો સારી નહી કારણ હરીજનની લાતથી સુખ મળે ત્યારે અજ્ઞાનીની વાતોથી ઈજત જાય. માખીને સુગંધીની વાસ ગમે નહી એને તો દુરગંધજ વહાલી હોય છે એટલે અજ્ઞાનીને જ્યાં ભજન કીરતન થતું હોય ત્યાં જવાનું ગમે નહી. અને કદાચ ભૂલેચુકે ત્યાં જઈ ચઢાયું હોય તો ત્યાં જઈને ઉંઘે અગર તુરત ઉઠી જાય. વળી સંતપુરૂષોને માથુ નમાવવું એમાં પણ હીણુપત સમજે છે. એને પારકી નીંદા કરવાનો જે સ્વભાવ પડેલો છે તે મટતો નથી. જેમ કાજળ કાળાશ છોડે નહી, મોતી સફેદી છોડે નહી, આમલી ખટાશ તજે નહી તેમ દુષ્ટ માણુસ પોતાનો ખરાબ સ્વભાવ છોડતો નથી અને નેકીવાળો નેકી છોડતો નથી. નઠારા માણુસની કૃપા મેળવવા કરતાં ભલા માણુસનો ગુસ્સો સહન કરવો ઘણોજ સારો છે. જેમ સુરજ બહુ તપે તેમ વરસાદ આવવાની આશા વધુ થાય છે તેમ જ્ઞાનીનો ઠપકો આશીરવાદ રૂપ છે માટે તેમની સંગત કરવી ને નીચ સ્વભાવવાળાને તજવા કારણુ અંતે દુઃખદાઈ છે. કાદવમાં પથરા નાંખે આપણાં લુગડાં બગડે છે.

સંતપુરૂષોનો સ્વભાવ કેવો હોય છે? તેઓનો સ્વભાવ પરમારથી હોય છે. તેઓનાં શરીર પારકાંના ભલાં કરવામાં ઘસી નાંખે છે. વળી તે પ્રભૂને કેવી રીતે ભજે છે તે પણ દેખાતું નથી જેમ ઝાડનો વેલો વધે છે તે આપણી આંખે દેખાતું નથી તેમ તેમની ગુપ્ત ભક્તી આપણને દેખાતી નથી. તેમની બુદ્ધી પણ અઘાદ છે. માટે તેમનો સંગ કરવો. દુઃખ આવે તોપણ સંગત તજવી નહી અને પ્રેમથી તેમનાં વચનો સાંભળવાં અને ભગત બનવું. સોનાને કાટ લાગતો નથી, અગ્નીને કીડા ખાઈ શકતા નથી તેમ સાચો ભગત કદાપી નર્કે જતો નથી. અજ્ઞાનીની સંગત તજવી–પુસ્તક વાંચી અને પંડીતાઇ બતાવતો હોય તે અને હજામની મસાલમાં ફેર હોતો નથી કારણ તે પંડીત સામાને અજવાળુ કરવાનું બતાવે ને પોતે અંધારામાંજ ગોથાં ખાય તેમ મસાલ પણ સામાને તેજ આપે અને મસાલચીના ઉપર તો અંધારૂજ હોય આથી વીશેષ શું કહીએ. સમજીને ચાલો તો જરૂરથી બેડો પાર થશે. દયા છે એ ભકતીનું મુળ છે. જેનું મન પ્રભૂ તરફ વળેલું હશે તેનેજ દયા આવશે અને મન ભકતીમાં લાગ્યું કે તે માણસને જરૂરથી જ્ઞાન થવાનું જ છે. સહનસીલતા રાખવામાં પણ મોટો ફાયદો રહેલો છે. એનાથી સામાની ભૂલો આપણે દરગુજર કરીએ. ક્રોધ થતો નથી એટલે આપણું હૈયું બળતું નથી અને આવું થવાથીજ વૈરાગ્ય મન ઉપર થાય છે.

તેથી અહંકાર-અભીમાન-માન-બડાઈ પણ દુર થાય છે અને જો અભીમાન વીગેરે રાખ્યાં તો એમજ સમજવું કે આપણે ડુબવાનું સાધન કરીએ છીએ અને જે નરદેહ કરોડો રૂપીઆ ખર્ચતાં ના મળે તેને એક ટકાનો બનાવી દઇએ છીએ. માટે ગુરૂ ભકતીને સંતસંગત હમેશાં કરવી. જેથી રત્ન સમાન નરદેહનું સાર્થક કર્યું કહેવાય. ધીરજ રાખી આગળ વધો અને જ્યાં પ્રભૂ ઉપર સાચી શ્રદ્ધા બેઠી કે પછી ફીકર રાખવાની જરૂર નથી. હાથી ઉપર બેઠેલો માણસ પાછળ ગમે તેટલાં કુતરાં ભસે તેની દરકાર રાખતો નથી અને મગ્ન થઈને મહાલતો રહે છે તે પેલાં ભસનારાં કુતરાંની પરવા રાખતો નથી. કારણ ભકતી કરનારના માથાં ઉપર સાહેબનો હાથ રહેલો છે. માટે જો ચીંતા કરો તો પ્રભૂ નામ જપવાનીજ ચીંતા કરજો એ જપતાં જપતાં અંતે પ્રભૂના તેજમાં મળી જવાશે. માટે શાંન્તી રાખી નીત્ય સત્ય કર્મો કર અને જગતના વેહેમોથી દુર થા. જગતમાં વેહેમોને દુર કરનારા થોડા છે. પણ વેહેમોને વધારનારા ડગલેને પગલે મળે તેમ છે. માટે ગુરૂ કરી હરીનું નામ જપવાનું શીખ ને દયાનાં ને ધર્મનાં કામો કર જેથી સાચુ સુખ મળે. નહી તો આ શરીર ધારણ કરી દુઃખનો ભાર તો ઉઠાવવાનો છે. જેણે દેહ ધારણ કર્યો છે. તે દુઃખનોજ ભરેલો છે. જો હરી સ્મરણ કરે તોજ નીસ્તારો આવે. કબીર સાહેબ કહે છે કે મેં દેહ ધારણ કર્યો અને ગુરૂ

કર્યાં ત્યારેજ મને અગમનીગમની સુજ પડી અને પ્રભૂને ઓળખતો થયો. કબીર સાહેબ તે વીષે સાખીઓ કહે છે. ગુરૂ વીષે, રામ વીષે અને શરીર વીષે તે સાંભળો.

**કબીર**–ભલા ભયા જો ગુરૂ મીલા, તીનતેં પાયા જ્ઞાન,
ઘટ હી ભીતર ચૌતરા, આઘટ માંહી દીવાન.

કબીર સાહેબ કહે છે કે ઘણું સારૂં થયું કે મને ગુરૂ મલ્યા કે તેમનાથી મને જ્ઞાન મલ્યું અને તે જ્ઞાનથી મેં જોયું કે આ શરીરમાંજ ચૌતરો છે અને પ્રભૂનું દીવાનખાનું છે અને પ્રભૂ પણ આજ શરીરમાં રહેલા છે.

**કબીર**–ગુરૂ નારાયણ રૂપ હે, ગુરૂ જ્ઞાન કો ઘાટ,
સદગુરૂ વચન પ્રતાપસે, મન કે મીટે ઉચાટ.

ગુરૂ એજ નારાયણ એટલે પ્રભૂનું રૂપ છે, ગુરૂ જ્ઞાનનો ઘાટ છે અને એમના વચન પ્રમાણે ચાલે તો મનના બધા તાપ મટી જાય.

**કબીર**–ગુરૂ ગરવા મીલા, રલ ગયા આટા લોન,
જાત પાત કુલ મીટ ગઈ, તબ નામ ધરેંગે કોન.

મને ગુરૂ અસીલ મલ્યા કે મને ખાવા પીવાનું સેહેજમાં મલ્યું અને તેમને લીધે મારી જાત ભાત ને કુટુંબ કબીલાને લગતી નીશાનીઓ પણ જતી રહી તેથી મારી નીંદા કરનારો કોઈ રહ્યો નથી.

**કબીર**–સદ્ગુરૂ હમસે રીઝકર. એક કહા પ્રસંગ,
બાદલ બહ્યા પ્રેમકા, ભીજ ગયા સબ અંગ.

કબીર સાહેબ કહે છે કે, મારાથી ખુશી થઈને મારા ગુરૂએ મને એકવાર એવું શીક્ષણ આપ્યું કે જેથી પ્રભૂના પ્રેમનું વાદળજ મારી ઉપર વરસી રહ્યું અને મારૂં આખુ શરીર ભીજવાઇ ગયું. એટલે મારી ઉપર ગુરૂ કૃપાથી પ્રભૂ-ની મેહેર થઇ.

**કબીર**–રામ મીલન કે કારણે, મોં મન ખડા ઉદાસ,
સત સંગતમેં શોધ લે, રામ ઉનકો પાસ.

કબીર સાહેબ કહે છે કે, રામને મળવાને માટે મારૂં મન ઉદાસ રહેતું હતું પણ મેં સતસંગ કર્યો ત્યારે મને રામ મલ્યા.

**કબીર**–પરબત પરબત મેં ફીરા, કારન અપને રામ,
રામ સરીખા જન મીલા, તીને સરીઆ કામ.

કબીર સાહેબ કહે છે કે રામને શોધવા હું પહાડે પહાડ ફર્યો ને રખડયો પણ જ્યારે મને રામને જાણનાર સાધુ પુરૂષ મલ્યા ત્યારેજ મને ભેદ માલમ પડયો અને મારૂં કામ પણ સફળ થયું.

કબીર કાયાકો ઝગો, સાંઈ સાબુન નામ,
રાંમહી રામ પોકારતાં ધોયા પાંચો ઠામ.

કબીર સાહેબ કહે છે કે રામના નામ રૂપી સાબુથી મારૂ શરીર ધોઇ નાંખ્યું અને વળી રામ રામનું નામ પોકારતાં મારી પાંચે ઈન્દ્રીઓ પવીત્ર થઈ ગઇ.

**કબીર**-રામ નામ પુકારતાં, મીટા મોહ દુઃખ દ્વંદ,
મનકી દુબધા તબ ગઈ, જબ ગુરૂ મીલે ગોવીંદ.

કબીર સાહેબ કહે છે કે રામનું નામ પોકારતાં મારી મોહ જાળ તુટી ગઇ અને ગોવીંદ જેવા ગુરૂ મલ્યા એટલે મનની બધી વીટંમણા દુર થઈ.

નીશદીન એક પલકહી, જો કહેવે રાંમ, કબીર !
તાકે જનમ જનમ કે, જહેં પાપ શરીર.

કબીર સાહેબ કહે છે કે, રાતે અગર દીવસમાં એક પળવાર જે કોઇ ખરા હેતથી રામનું નામ લેશે તો તેનાં જન્મો જન્મનાં પાપ દુર થશે.

શરીર એટલે દેહને માટે પણ કબીર સાહેબ કહી ગયા છે કે-

"હતે વીદેહી દેહી ધરી આયે. કાયા કબીર કહાવે-"

એટલે અસલ વીદેહવાન હતા. પણ આ જગતમાં આવી દેહ એટલે શરીર ધારણ કર્યું અને તે દેહનું નામ કબીર હતું. વળી તેમનું મરણ થયું તે વીષે કબીર સાહેબ એક સાખીમાં કહે છે.

"આજ હમારા કુચ હય, જમડા મેરા ગુલામ
હુવા નગારા સંતકા, બૈકુંઠ કરૂં મુકામ"—૧
ભજન ભરોસે આપકે, મગહર તજા શરીર,
તેજ પુંજ પ્રકાશમેં, પહોંચે દાસ કબીર—૨

કબીર સાહેબ કહે છે કે મેં રામના નામ પર વી-શ્વાસ રાખ્યો અને તે નામ લેતાંલેતાંજ મેં મગહર ગામમાં મારૂં શરીર છોડયું છે અને જેવો દેહ છોડયો કે હું કબીર તુરતજ તે પ્રકાશના જથ્થામાં જઈ પેહોચ્યો. એટલે જયોતમાં મળી ગયા. કબીર સાહેબનો જન્મ ઈસ્વીસન ૧૩૯૮ માં કાશીમાં થયો હતો અને તેમનો દેહ વીલય એટલે મરણ ઈસ્વીસન ૧૫૧૮ માં ( સંવત. ૧૫૭૫ ) મહા સુદી અગી-આરસને બુધવારે મગહર ગામમાં થયો હતો. તેઓની જીં-દગી ૧૨૦) સુધી રહી હતી. આ હકીકત " કબીર અને કબીર પંથ " નામના પુસ્તકમાં છે. આ પુસ્તક અલાહબાદ યુનીવર્સીટીના ફેલોરેવરંડ. જી. એચ. વેસ્ટ કોટે સને ૧૮૯૭ માં બહાર પાડયું છે. અને આ હકીકત કબીર પંથના મહંતો પાસેથી તેમણે મેળવીને બહાર પાડી છે.

કબીર સાહેબ મગહર ગામ પોહોંચતાં એક નાનું મઠ કોઈ સંતનું હતું તેમાં જઈને બેઠા. આ મઠ અમી નદીને કીનારે હતો. આ વખતે વાઘેલા વીરસીંહ રાજા તથા મગ-હર ગામના નવાબ બીજલીખાન પઠાણ હાજર હતા. વીર-સીંહે કબીર સાહેબને વીનંતી કરી કે હું આપના શરીરને અગ્નિ દાહ આપું? ત્યારે બીજલીખાન કહેવા લાગ્યા જે એમ હું થવા નહી દઉં. હું દફનાવવાની ક્રીયા કરીશ ત્યારે કબીર સાહેબે બે ચાદરો અને કમળનાં ફુલ મંગાવ્યાં અને તે લોકોને તકરાર નહી કરવા સમજાવ્યા. અને પોતે

ઓરડીની અંદર જઈ ચાદર મોંઢા ઉપર લઈ કહ્યું. દરવાજા બંધ કરો અને થોડીવારે તે દરવાજો ઉઘાડતાં ફક્ત કમળનાં ફુલ અને ચાદર ત્યાં પડી રહેલી જણાઈ જેથી એક ચાદરને થોડાં ફુલ રાણાએ ઉપાડયાં અને એક ચાદરને થોડાં પુલ પઠાણે ઉપાડયાં. રાણાએ અગ્નીદાહ તે ચાદર તથા ફુલાંને કર્યો ત્યારે પઠાણે દફનાવ્યાં. રાણાએ તેના ઉપર સમાધી ચણાવી. ત્યારે પઠાણે તેના ઉપર કબર ચણાવી. આ બન્ને હજુમોજુદ છે. વળી મુંબાઈથી બેરામશા પીરોજશા માદને " કબીર વાણી " નામનું પુસ્તક છપાવ્યું છે તેની કીમત રૂપીઆ સાડા ત્રણ છે. તેમાં પણ આ હકીકત છે.

આ જગતમાં આવી ભલાં કામ કરવાં તેનું જીવતર ધન્ય છે. માટે સુરવીર બનો અને ખરો સુરો તો તેને જાણવો કે જે પોતાના ધણીરૂપી પ્રભૂના ચાહને ખાતર લડતો ફરે અને મેદાનમાં પડયાજ કરે. તે જરા પણ મરવા જીવવાની બીક રાખતો નથી. અને મનમાં સમજે છે કે હું તો મારી ફરજ બજાવું છું. પોતા માટે કંઈ પણ વીચાર રાખતો નથી. તે પોતાના પગ પછાડી રાખતો નથી જેના દીલમાં સાચો પ્રેમ પ્રગટયો છે તે કેમ પાછો હઠે ખરો પ્રેમી તો તેજ કહેવાય કે એકવાર પ્રભૂને તન–મન સોંપ્યું તે ઠેઠ સુધી જેવો ને તેવોજ રહે ત્યારેજ પ્રભૂનો ખરો રસ તે પીવા મળે અને તે રસ જેણે ચાખ્યો તેને નીચેની એટલે આ દુનીઆની વસ્તુઓની જરૂર રહેતી નથી.

એટલે પ્રભૂ નીરાધાર છે. અને તેમને પોહોંચતાં આધાર અને ચમકારવાળી વસ્તુની શી જરૂર છે. પ્રભૂનું નામ રતી જેટલું છે. પણ તે સાચો અગ્ની છે બધાં પાપોને બાળી ભસ્મ કરી નાંખશે. પ્રભૂનું આ જગત એટલે એક ભૂલભૂલામણીનો ખેલ છે. અને તેમાં આપણે સઉ ભૂલા પડેલા છીએ. જો કે તેમણે ઠેર ઠેર સદ્દગુરૂરૂપી ભોમીઆ મુકેલા છે. તેમને મળતાં ખરો રસ્તો તેઓ બતાવે છે માટે દરેક મનુષે અવશ્ય સદ્દગુરૂ કરવા અને આ ભૂલભૂલાંમણીમાંથી બહાર નીકળી જવું. સદ્દગુરૂ સીવાય કેવળ વંચકથી એમને એમ પોતાની મેળે નીકળવા ઇચ્છા રાખનાર પુરૂષ કેવળ મુર્ખજ છે, એમ સમજવું. જુવો ઇંદ્રે બ્રહ્માને ગુરૂ કર્યા હતા, જનક રાજાએ અષ્ટાવક્રને, સુખદેવજીએ જનકને, રામચંદ્રે વશિષ્ટને અને કૃષ્ણે દુરવાસાને ગુરૂ કર્યા હતા. કહેવાનું તાત્પર્ય એ છે કે આવા આવા મહાન પુરૂષોને ગુરૂ કર્યા વીના ચાલ્યું નથી. તો આપણે અલ્પ જીવ ગુરૂ વીના કેમ ચાલશે. માટે આ ગર્વ રૂપી ગધેડે ચઢેલું મન છે. તેને ધીમે રહીને સમજાવો, અને જ્ઞાની સદ્દગુરૂ કરો જેથી આપણાં સરવે પાપો બળી જાય-જન્મ મરણનો ફેરો ટળી જાય અને અખંડ સુખમાં મળી જવાય. સુજ્ઞેસું કીં બહુના.

લી. મહેતા ચુનીલાલ મગનલાલ
ડાકોરવાળા.

---

દરેક ભગતે આ શુદ્ધિપત્ર પ્રમાણે પ્રથમ ચોપડીને સુધારી પછીથી વાંચવાની શરૂઆત કરવી.

## શુદ્ધિપત્ર.



| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫ | ૧૦ | ચીત્ત | ચીતે |
| ૧૨ | ૧૩ | છ | છે |
| ૨૦ | ૧ | સાચ | સાચા |
| ૨૧ | ૧૪ | ધનનો. છાવર | ધન નોછાવર |
| ૨૩ | ૯ | જંગલનોરેજ. વાસો | જંગલનોરે જવાસો |
| ૨૪ | ૯ | લઠસે | લડસે |
| ૨૬ | ૧૮ | જોડેરે | જોડારે |
| ૨૭ | ૧૫ | મળી આસ ગુરૂ | મળીઆ સદગુરૂ |
| ૩૦ | ૨ | સંતોને | સંતોની |
| ૩૦ | ૧૭ | ખમાં | ખાતાં |
| ૩૧ | ૪ | પટ જીવન | પટ જીવ |
| ૩૪ | ૮ | આલેખે | અલેખે |
| ૩૮ | ૧૯ | જય | જસ |
| ૪૩ | ૪ | તમારા | તમારો |
| ૫૩ | ૩ | માધો | માંધો |
| ૫૮ | ૬ | ફરૂતી | ફરસી |
| ૬૩ | ૧૩ | પાયાને | પાયામે |
| ૬૩ | ૧૮ | સંભાલ | સંભાળથી |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૮ | ૧ | સતગુરૂ જે | સતગુરૂ સરણે જે |
| ૮૧ | ૩ | ધોરી | ધોળી |
| ૮૩ | ૯ | ત્રીવાડી | ત્રવાડી |
| ૮૪ | ૧૩ | જડે | ચડે |
| ૮૭ | ૮ | જળ | જાળ |
| ૯૦ | ૧૨ | હજી | હેજી |
| ૯૯ | ૧૪ | દેવળમાં | દે–પળમાં |
| ૧૦૦ | ૧ | લેપ | લખ |
| ૧૦૦ | ૨ | બગાડયો | વગાડયો |
| ૧૦૩ | ૪ | છુટયો | છુટયો |
| ૧૦૯ | ૧૫ | ભાથે | ભાવે |
| ૧૧૩ | ૧૧ | મત | સત |
| ૧૧૫ | ૯ | સમજન | સમજત |
| ૧૧૭ | ૧૦ | ભાપ | ભાઈ |
| ૧૨૦ | ૧૨ | તરી | તેરી |
| ૧૨૦ | ૧૮ | કટી | કાટી |
| ૧૨૮ | ૯ | થાળીએ | માળીએ |
| ૧૨૮ | ૧૨ | કામજી | કાનજી |
| ૧૨૮ | ૧૫ | ગાકુલ | ગોકુળ |
| ૧૩૨ | ૧ | નહા | નહી |
| ૧૩૫ | ૪ | કરી ન | કરીએ |
| ૧૩૬ | ૨ | ઢાંળું | ઢાળું |
| ૧૪૭ | ૩ | હરીલાલ | હરીભાઈ |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૪૭ | ૯ | હરીલાલ | હરીભાઈ |
| ૧૪૭ | ૧૮ | હરીલાલ | હરીભાઈ |
| ૧૯૧ | ૧ | છાપવાનું રહી ગયું છે | એ તો ગરજી રહ્યા ગગનજી |
| ૧૯૨ | ૯ | છીદાના | છીદ્રાના |
| ૨૧૩ | ૧૪ | રચી | રતી |
| ૨૧૬ | ૪ | રૂષી | રૂખી |
| ૨૧૭ | ૭ | મમર્નાં | મર્મના |
| ૨૩૭ | ૧ | જ્ઞાના | જ્ઞાની |



